# પ્રેમરાય અને ચારૂમતી

રચીને

પ્રસિદ્ધ કરનાર

દિવાનબહાદુર

રણછોડભાઇ ઉદયરામ



મુંબઇ

---

પુનઃ શોધિત તથા વૃદ્ધિત

આવૃત્તિ બીજી

સંવત ૧૯૭૯ ચૈત્ર ] [ સન ૧૯૨૩ એપ્રીલ

---

મૂલ્ય રૂ. ૧-૪-૦

# પ્રેમરાય અને ચારૂમતી

રચીને

પ્રસિદ્ધ કરનાર

દિવાનબહાદુર

રણછોડભાઈ ઉદયરામ



મુંબઈ

---

પુનઃ શોધિત તથા વૃદ્ધિત

આવૃતિ બીજી (પ્ર.આ.૧૮૭૬)

સંવત ૧૯૭૯ ચૈત્ર ]          [ સન ૧૯૨૩ એપ્રીલ

---

મૂલ્ય રૂ. ૧-૪-૦

મુદ્રક:
વામન રામશંકર માસ્તર,
લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસ,
૯૭ બી–સાંકળી સ્ટ્રીટ, ભાયખળા, મુંબઈ, નં. ૮



પ્રકાશક:
દિવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામની વતી
કનૈયાલાલ રણછોડભાઈ,
૩૬, ચોપાટી રોડ,
મુંબઈ, નં. ૭

# प्रेमराय अने चारुमती

### પુરૂષ પાત્રો

ઉદયરાજ........................પ્રેમરાયના પિતા પ્રેમપુરીના ખરા રાજા
ઢોલારાય........................પ્રેમપુરીનુ રાજ્ય બથાવી પડેલો રાજા
ગુણવંતરાય....................તેનો પ્રધાન.
માનસિંહ........................તેનો સેનાપતિ
કાયસ્થ..........................તેનો આપ્ત મંત્રી
પ્રતાપરાય......................માનસિંહનો પુત્ર, ચતુરીનો પ્રિય
પ્રેમરાય........................ઉદયરાજનો કુમાર ચારૂમતીનો પ્રિય
ઉદયસિંહ.... ...................પ્રેમપુરીનો એક રજપૂત
વિદ્યાધર........................દરબારી વિદ્યાગુરૂ
અધારીરાય.....................કપટપુરીનો યુવરાજ
બાલારાય.................પ્રેમરાયની માસીનો પુત્ર બાલાપુરીનો રાજા
પ્રધાન...........................તેનો કારભારી
ભાયાત..........................તેનો પિત્રાઇ
ભીમજી.........................બાલારાયના ભાયાતનો કારભારી
દેવો, જગો, ભગો............મારાઓ

### સ્ત્રી પાત્રો

ચારૂમતી........( પ્રેમરાયની પ્રિયા )........ગુણવંતરાયની પુત્રી
મોહના..........................................ગુણવંતરાયની સ્ત્રી
ચતુરી........( પ્રતાપરાયની પ્રિયા )........વિદ્યાધરની પાલક પુત્રી
બાલાદેવી.......( પ્રેમરાયની માતા )........ઢેલારાયની ભાભી
જેકલી તથા નવલ...........................બાલાદેવીની દાસીયો
ચંદ્રાવળી.........................................ચારૂમતીની દાસી
લીલાદેવી.........................................બાલારાયની માતા

દાસ, દાસિયો અશ્વારો, ન્યાયાધિશો, નાગરિકો, પૂજારી, પૂજારણ, ખવાસ, ખવાસણો, મુખિયો, સુભટો, ઈત્યાદિ.

# પ્રેમરાય અને ચારુમતી.



## પ્રસ્તાવના.

——:o:——

### નાન્દી.

( પાર બ્રહ્મા........એ રાગ. )

તારૂં તું સત્ય ઓ પ્રભુ, હરે!
દીનદયાળુ સુખદ પ્રભુ, તારક ખરે, હરે.
સત્ય કદાપિ નવ ઢંકાય
એમ કૃપાળુ કર પ્રકાશ, હરે, હરે.

( મનહર. )

પ્રેમે પાળે પ્રજા લાડ, ધારા સારા રચી કરી,
ન્યાયથી ચલાવે રાજ્ય, એવા રાજા તો હજો;
પ્રજા પણ પ્રીતિભાવે, પ્રજા ધર્મ પૂરા પાળે,
એવો પ્રેમ રાજા પ્રજા, અંતરે વશી જજો.
અધિકારી નિજ ધર્મ, પાળતાં પ્રજા ન પીડે,
એમ આ ત્રિપુટીધર્મ, પ્રભુજી! પળાવજો;
યોગ્ય જોડાં જગે જામે, વૈર, કૂડ સૌ વિરામે,
સત્ય, સુખ, ધર્મ, શાન્તિ, પ્રેમે પ્રસરાવજો.

**સૂત્રધાર**—નટી!

**નટી**—(પ્રવેશ કરતાં) આપ તો નિરંતર, પ્રિયા, વ્હાલી, પ્રાણપ્રિયા, એવાં મધુરાં મધુરાં વિશેષણ આપીને મને પ્રબોધત હતા, ને આજે લુખીપાખી એકલી અટડીપટતી **નટી એમ** કેમ સંબોધો છો? મારો કાંઈ વાંક વશ્યો છે?

**સૂત્રધાર**—વાંક તો નથી વસ્યો, પણ ઢંગ વિનાના ઢોલારાયનો મને રંગ લાગ્યો છે.

**નટી**—હા, સમજી, સંગ તેવો રંગ. પણ આપે એનો સંગ ક્યારે કર્યો છે?

**સૂત્રધાર**—અરે, તલ્લીન બની ગયો છું. ઢોલારાયનો વેશ લેવાથી રગેરગ હું તે રૂપ થઇ ગયો અને તેણે પોતાની પરણેતર રાણિયોને પ્રાણપ્રિયા, વ્હાલી પ્રિયા એવાં સંબોધન આપવાને બદલે, દેવાંગના, જેકલી જેવી રાખ સરખી રાણીને તેવાં વિશેષણ આપવા લાગ્યો, તેનું અનુકરણ કરતાં તારા ઉપરની વ્હાલની વાત હું વીસરી ગયો.

**નટી**—હા, હવે સમજી, ત્યારે તો મારા નંથાયલા નાથ! એમાં આપનો વાંક નથી અને એટલાજ માટે આપે ઢોલારાયનો વેશ લેવો બંધ કર્યો કે?

**સૂત્રધાર**—હા, વ્હાલી એટલા જ માટે; અને તને લુખીપાખી નટી કહી તેનું કારણ પણ એ જ.

**વિદૂષક**—અરે મારા નબળા મનના ભાઈ, તું તારી મેળે નીકળી ગયો અને મને તો ઢોલારાયે એના કુટિલદાસ લુચ્ચા આત્મ મંત્રીની સલાહથી દરબારમાં પેસતો બંધ કર્યો પણ લાગ મળે છે તો બંદા અંદર પેશી જવાને ચૂકતા નથી. વણતેડ્યે છાના માના હો; છૂપાછવાયા.

પણ ભાઈ, એકલી નટી કહેવામાં ખોટું શું છે જે લાંબુ પિંજણ કર્યું?

**વિદૂષકી**—નટની વહૂ નટી. એમાં નવાઈ શાની જે ભવાઇ ભાખી?

**વિદૂષક**—ને ખાટાની વહૂ ખટી, વાહરે મારી નાકકટી ચટપટી–ચટી, મારી પાનની પટી, વળેલા વાંસના જેવી જેની વાંકડી કટી.

**વિદૂષકી**-સખિ! જોયો મારા વરનો વિવેક, મને કેવાં વિશેષણ આપે છે?

**વિદૂષકી**—મારા મિત્રે મારી ભાભીને ચાર વિશેષણ આપ્યાં ત્યારે મેં તને પાંચ ને છ વિશેષણે સંબોધી. ને જો સપ્તઋષિનો આંકડો પૂરેપૂરે આણવો હોય તો કહું છું કે કેમ છો મારી ભટ્ટી.

**વિદૂષકી**—તમે પેલા પ્રેમરાય જેવા કેદ્દહાડે ભણેલા ભટ્ટ છો કે હું તેમની પ્રિયા ચારૂમતીના જેવી ભટ્ટી કહેવાઉં?

**વિદૂષક**—એવડાં મ્હોટાં પદ આપણને ન પોસાય, એમ જો તારા વિચારમાં આવતું હોય તો હું સુભટ ને તું સુભટી.

**વિદૂષકી**—તમે સેનાપતિ માનસિંહના પુત્ર પ્રતાપરાય જેવા સુભટ નથી, તેથી મારાથી તેમની પ્રિયા ચતુરીના જેવી સુભટીનું પદ પણ લેવાય નહિ.

**સૂત્રધાર**—ભાઈ વિદૂષક, તું આવી નવા શબ્દોની ગોઠવણી કિયા કોશને આધારે કરે છે?

**વિદૂષક**—ભાઈ સૂત્રધાર, ઐરકશાસ્ત્ર ઘણું બ્હોળું છે, તેના પેટામાં બધા ઐરક કોશનો સમાવેશ થાય છે.

**વિદૂષકી**—હું ચતુરીના જેવી ચતુર નથી, ચારૂમતીના જેવી ચારૂ (સુંદર) નથી. વળી એ બાળાઓએ પાંચ સાત વર્ષથી પોતાના પતિ પરખી લીધા છતાં, આજ સુધી એક બોલ તો બોલી નથી. તેમના જેવું ગંભીરપણું આપણાથી તો ધારણ થઈ શકે નહિ. અને વર વિના લાંબો કાળ કઢાય નહિ.

**વિદૂષક**—અને એવી બ્હાલની વાત પેટમાં રખાય પણ નહિ, આફરો ચડે, આફરો.

**નટી**—ત્યારે, મારી વ્હાલી વિદુષી! આવા વિદૂષક જેવા વર ખોળવામાં તમે એટલા માટે જ ઉતાવળ કરી.

**વિદૂષકી**—ડાહ્યો ને ગાંડો, રૂપાળો ને કદરૂપો, ચોખોચટ ને મેલો ઘાણ, ભણેલો ને અભણ, વ્હાલો ને અળખામણો, એમ

કરતાં કરતાં હું તો ઘણા વર ખોઇ બેઠી ત્યારે થાકીને બેઠી–
અને મારા આ વરની પ્રેમની પેટીમાં—

**વિદૂષક**—પેઠી, અને મારા કાળજાના ચોકઠા ઉપર ચડી બેઠી.

**નટી**—આજ કાલ તો કેવે સ્થાને કેવા વર પરખાય છે તે જરા સાંભળો.
બાંકા વરને બારિયે બેઠેલો દીઠો, તેણે મારાં મન મોહ્યાંરે,
ઝાલા વરને ઝાડેથી પડતાં મેં પેખ્યા તેણે મારાં મન મોહ્યાંરે.

**વિદૂષકી**—નટવરને નાટકે નાચતાં ન્યાળા, નયન મારી ત્યાં ઠરી રે.
વિધ વિધ વેશમાં સરસ સોહાયા, તેણે મને વશ કરી રે.

**નટી**—મેળામાં મળપતા ચાલ્યા, ભાળ્યા નેનાં નાંખતા રે
ભજિયાં ને પૂરિયો મમરા ગાંઠિયા, ચટપટ ચાખતારે.

**વિદૂષકી**—લટકાળી લટકતી લ્હેરમાં ચાલી નાટકમાં હું નમી પડી રે
ભવાઇ થઇ ભારે ભાળી હું ચિત ચકવે ચડી રે.

**નટી**—કટિપર અસ્ત્રો ને શસ્ત્રો જોઈ મારાં મન વશ્યાં રે
ઘૂંટતાં ભાંગ ને ફૂંકતાં ગાંજો જોઇ મારાં દિલ ખસ્યાં રે.
ચોપટ પાનાં ખેલતો જોઇ મારાં મન વશ્યાં રે.
પાસા ફેકંતા કૂદંતા જોઇને મારાં મન વશ્યાં રે.
નાટકી ગાયન ગાતાં લાવણિયો સુણીને મારાં મન વશ્યાં રે.
ખાસડાં ખાતા ને મસ મકલાતા, જોઇને મારાં મન વશ્યાં રે;
ફેરએ કટિકર મૂકી નાચંતા ભેગાં હશ્યાં રે.

**વિદૂષકી**—આવા લ્હેકા કરવાને બદલે લાવને હું ટુકામાં કહી જાઊ
કે વર વહૂ કેવાં પરખાય છે. અને હવણાં કેવા સ્વયંવરના
સસણાટ ચાલી રહ્યા છે.

**નટી**—કહી જાઓ મારાં વ્હાલાં સખી.

**વિદૂષક**—પણ જોજે એમાં મારા અવગુણ ગાઇશ નહિ હોલકે
હું તો રંગીલો રૂપાળો તારૂં ચિતડું ચોરવા વાળો છેલ છું

વિદૂષકી—જી, હા ને એટલા માટેજ હું તો તમને વરી ચૂકી છું. શાણા થઇને સાંભળો હવે.

(ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી.)

વાંકો સેંથો, વાંકી ટોપી, જુલફા લટ લ્હેકાવે,
કટ કીધેલા કોટ જ કાળા, કાળાં મુખ શોભાવે.
મારો વ્હાલો રંગીલો મન ભાવે.

લટ કાપીને લલાટ ગુચ્છો મૂછો વણુ લોભાવે,
વાંકી દાંડીવાળી છતરી વ્હાલી શિર ઓઢાવે.
લેકા કરતો લટકાળો મન ભાવે.

લઈ લાકડિયો વાંકી ચૂંકી, કરમાંહે ઝુલાવે
કાલર કાગળ કેરા કોટે, ગળે પાશ સમ ઘાલે.
બાળે ચિતડું ચટપટી ચાલે.

છાંટા પાણી કેરી લ્હેરે, લટકા કરતો આવે,
એના જેવી ચલિત ચિત્તની લલનાને લલચાવે.
ઘાલે ત્રીઝી ખીસામાં ભાવે.

વિદૂષક—લગનનો ગાંઠો એ તો શેલડીનો સાંઠો છે. નથી ઠઠ્ઠાનો ઠાંસો પણ પ્રેમનો ફાંસો છે.

વિદૂષકી—(સ્વગત) હવે મારે વિવેક મૂકવો પડશે.

ત્યારે રડ્યા, મારા પીડ્યા! તારૂં ને મારૂં લગન કેવું લાગ્યું હતું તે તને સાંભરે છે કે?

વિદૂષક—હા, (રાગમાં.)

મુંબઈમાં ભટીયારૂં કરતો,
પરવારીને ફરતો ફરતો, ડાકણ દેખી ન્હોતો ડરતો
બાર લાડુ ખાઇ ડોઝું ભરતો. ઓઇયાં, અરે ઓઇયાં,
ઓઇયાં કરતો.

વિદૂષકી—ને હું અમદાવાદમાં મારા બાપને ત્યાં હિંદોલાખાટે—ના ના તે તો નહિં પણ ઝૂલણીમાં ઝૂલતી હતી. તું ઢચરો ને હું ન્હાની સરખી બાળકી. ત્યારે આપણો જોગ શી રીતે આવ્યો?

સૂત્રધાર—એમનો એમ. અરે, એ લગ્ન લગાડવામાં તો હવે મને પણ પસ્તાવો થાય છે, કે એવાં લગ્ન પણ થવા દેવાં નહિ.

વિદૂષક—આવો પ્રકાર ખોટો અને ઓલ્યો બીજો પ્રકાર પણ ખોટો.

સૂત્રધાર—વચલા વાંધાનો પ્રકાર સારો. આ નાટકમાં વિવેક ભરચાં સુધરેલાં લગ્ન ગંઠાયાં છે તેવાં મને તો ગમે છે.

વિદૂષક—ત્યારે એ નાટકની વસ્તુ–ઇતિવૃત્ત શું છે તે તો સમજાવ્ કે માંહ ભળી જવાનું મને પણ મન થાય.

સૂત્રધાર—જો સાંભળ, પ્હેલો ઘરનો પાળક આપણો પિતા, આપણા દેશનો પાળક આપણો રાજા, અને આખા જગતનો પાળક જગતનિયંતા પરમેશ્વર, એ ત્રણે એક પછી એક આદર કરવા યોગ્ય છે.

વિદૂષક—પૂજનીય અને પ્રેમ કરવા જોગ છે. વાત તેં પાંશરી કહી.

સૂત્રધાર—આપણા પિતાને અડચણ થાય તો આપણો ઘરવ્યવહાર અને આપણી કુટુંબ વ્યવસ્થા ફીટી જાય.

વિદૂષક—ખરી વાત ભાઈ; ને આપણા દેશના પાળક રાજાને અડચણ આવે તો આપણો દેશ અવ્યવસ્થિત થઇ જાય.

સૂત્રધાર—એટલુંજ નહિ. પણ આખી વસ્તી દુખિયારી થઇ જાય અને છેવટે નાશ પામે.

સૂત્રધાર—આ નાટકમાં એજ બતાવ્યું છે. આપણો પ્રજાપાળક ઉદયરાજ રાજા કપટ કાર્યનો ભોગ થઈ પડે છે. તેની દેવી અને તેના કુમારની દુર્દશા થાય છે. કપટી મનુષ્યો પ્રથમ તો ફાવી જાય છે, પણ છેવટે પાપનો ઘડો ફૂટે છે. ખરો કુમાર પ્રેમ-

રાય તે રાજા થાય છે અને પ્રજાપીડક કપટી ઢોલારાય મારયો જાય છે. દુઃખી થઈ ગયેલી પ્રજા પાછી સુખી થાય છે. કાવતરાં કરવાવાળા મારયા જાય છે. અને સાચને આંચ લાગતી નથી. તેમ સાચી વાત ઢંકાઇ ગયેલી પાછી તેન ખરા રૂપમાં તરી આવે છે.

વિદૂષક—ત્યારે એમ કેહેની કે સત્યનો સૂર્ય તેના પૂર્ણ પ્રકાશમાં પ્રકાશી નીકળે છે.

**સૂત્રધાર**—પ્રજાને પીડિત કરવાનાં કુંભાડ અને તરકટ રચનારાઓ સપડાઈ જાય તો જ રાજ્યતંત્ર પાંશરૂ ચાલે. રાજ્યતંત્રમાં દખલ થયું એટલે આખા દેશમાં લૂટમલૂટા, થાય, સારા લોકો મારયા જાય, અને નઠારા લોકો ફાવી જાય, માટે પ્રજાને સુખી રાખવા ઈચ્છનારાઓએ રાજ્યદ્રોહી અને કુંભાંડિયોને શોધી શોધીને મારવા જોઇયે કે પ્રજામાં સલાહ શાન્તિ પ્રસરેલી રહે.

**નટી**—સ્ત્રિયોની આબરૂ લૂંટાતી ત્યારે જ અટકે, માટે સ્ત્રિયોએ જેમ પતિની અને પાળકની આજ્ઞામાં રહેવું, તેમ, પ્રજાએ પૃથ્વીપતિ અને દેશના પાળક જે આપણા મહારાજાધિરાજ, તેની આજ્ઞાઓ અને તેના ધારાને માન આપીને તે પ્રમાણે વર્ત્તવું જોઇયે.

વિદૂષકી—ત્યારે તો હવે આવા નાટકનો પ્રયોગ ચાલતો કરો. ચારૂમતીની ભૂમિકા હું બજાવીશ—કેમકે એ પાત્ર માનનીય છે.

વિદૂષ—ત્યારે તને મારા જેવો દેખાવડો ને જવાન વર ના ગમ્યો જે મારી ફીટીને પ્રેમરાયની પ્રિયા થવાનો આદર કરે છે!

વિદૂષકી—ચારૂમતીનું અનુકરણ કરીશ તો એના સદ્ગુણ મારામાં આવશે તો પીછ્યા હું તને વધારે સુખ આપીશ.

**નટી**—ના બાઇ ચારૂમતીનો વેસ તો હું લઇશ. તું ચતુરી થજે.

વિદૂષકી—ચતુરીના જેવી ચતુરાઈ તારામાં બીરાજી રહી છે માટે તેની ભૂમિકા લેવામાં તું સારી શોભીશ.

સૂત્રધાર—કોને કયુ પાત્ર બનાવવું એની મેં અગાઉથીજ યોજના કરી રાખી છે અને પ્રત્યેક પાત્રને હાવભાવ સહિત મેં ભણાવી રાખ્યાં છે તેઓ હવે અભિનયપૂર્વક પોત પોતાની ભૂમિકા ભજવી બતાવશે.

બન્ને જાય છે.



# અંક ૧લો.

## પ્રવેશ ૧લો.

સ્થળ—ચારૂમતી કુંજ.

---

પાત્ર—ચારૂમતી, ચતુરી, સખિયો, અને પાછળથી મોહના.

(ચારૂમતી શોકગ્રસ્ત સ્થિતિમાં ઝાડની ડાળયે ઝુલતી હિંડોળાખાટમાં સૂતી છે ને તેને બે પડખે બે સાહેલિયો પંખો નાંખે છે, ફૂવારો ચાલે છે; બીજી સખિયો ગાય છે.)

(ખમાચીનો જિલ્લો ત્રિતાલી.)

**સખિયો**—ફૂલડી, આલિ ઓ! કેમ કરમાઇ તું ગઈ.
**બે સાથે**—વ્હાલી ઓ, ડાહી ઓ! ગ્લાનિ શાણી તજી દે.
**બધી સાથે**—નહિ તો શરિરે સહી દુઃખી દિલથી થશે,
**બેજણી**—જા રે, જા રે, બ્હેની! દુઃખ તારૂં કે'ની
વ્હાલી ઓ, ડાહી ઓ, ગ્લાનિ શાણી તજી દે. ૧
**બધી સાથે**—ધાર તું ધીરજ દિલ, કળિકળિમાં તું ખીલ.
**બેજણી સાથે**—બી'નીને, ચીડીને, ડર ન કર ન
કશું તું તસુ તું, વેતર ન વનિતા.
વ્હાલી ઓ, ડાહી ઓ, ગ્લાની શાણી તજી દે. ૨

(કુંજમાં સખિયો ફૂલ વીંણુવા જાય છે.)

(ચારૂમતી સજ્જ થઈ બેઠી થઇ, ચતુરી પ્રતિ.)

**ચારૂમતી**—("સંદેશો કહેજોરે મોહનને એટલો" એ રાગે.)

સુણ સજની, સાધન તે શું કીજિયે,
પળ પળ કરતાં વિત્યા છે ષટ માસજો;

ધીકુ છું, ધીરજ હવે રહેતી નથી,
પ્રભુજી ક્યારે પૂરશે મનની આશ જો—સુણુ સજની૦ ૧
ગુણ પરખ્યા પ્રેમરાયના પ્રીતિથી,
તે પળથી હું થઇ તેમાં ગુલતાન જો;
આતુરતા વેલી સમ વધતી ગઈ,
તેથી ભૂલું તન મનનું હું ભાનજો—સુણુ સજની૦ ૨
તીલભર તો કાળજડું બાકી નથી,
બીજા કોને મળે માર્ગ નહિ લેશ જો;
એ એનું દાવો કોનો છે નહિ,
મન દીધું તો તન અંતે હું દે'શ જો—સુણુ સજની૦ ૩

ચતુરી—(ઓધવજી અબળા તે સાધન શું કરે—એ રાગ.)

સુણી સર્વે ચતુરા તુજ ચિત વેદના,
સાંભળ શાણી સજની મારી વાત જો;
ગુણી ઘણા પ્રેમરાય જાણું બધું,
એના વિરહે ગળી ગઈ તુજ જાત જો—સુણી૦ ૧
સિંહ તજી સિંહણુ મૃગ શોધે નહિ,
તેમ છતાં પણુ પ્રેમી વીસાર જો;
નહિ તો તું વિરહે વ્યાકુલી થશે,
નિદાનમાં નીકળશે નહિ શુભ સાર જો—સુણી૦ ૨

ચારૂમતી— (ગણુપત બોલો ને બાળા—રાગ)

વ્હાલી આલી! એવું શું બોલે,
ન કો મારા પ્રેમ૦ તણી તોલે; વ્હાલી૦ ૧
વિવિધ પાઠશાળાઓ જોઇ,
જડ્યું ન એ રત્ન સમુ કોઈ;
પછી હું તો ગુણુ રૂપથી મોહી વ્હાલી૦ ૨
ગુરૂની ચેતવણી લીધી,
કોડે તજવીજો ઘણી કીધી;
પછી 'હા' ની શીખ મુને દીધી, વ્હાલી૦ ૩

મનથી એ સ્નેહી મારો સ્વામી;
પ્રભુની પ્રીતિ થકી પામી;
ખરી એના વણ મુજને ખામી વ્હાલી૦　　૪

**ચતુરી**—(ઓધવજી અબળા તે સાધન શું કરે—એ રાગ.)

સાચું સૌ છે સજની કે'વું તાહરૂં,
તારી દૃઢ પ્રીતિ જોઇ કહું છું ધન્ય જો;
ખરી પ્રીતિની રીતિ એવી છે ખરી,
વ્હાલા વણ આવે નહિ અંતર અન્ય જો—સાચું૦　　૧

માત પિતાની મરજી જોઈ મેં તો કહ્યું;
તેમાં મેં વર્ણી કરીજોઈ તુજ પ્રીતિ જો;
અચળ ચળે કયમ મન જેમું મોહી રહ્યું.
સાચી પ્રીતિની એવી છે રીતિ જો—સાચું૦　　૨

**ચારૂમતી**—(પોતાની માતાને આવતી જોઇને) પ્રિય સખી! જુવો મારાં માજી આવે છે; એમના મુખ ઉપરથી જણાય છે કે એ કાંઇપણ કહેવાને આવેછે: જો ચાલતાજ વિષયની વાત એમની મેળે કહાડે તો બહુ સારૂ; ઝટ લઇને મારા મનનો ખુલાસો થઈ જાય. ચાલો આપણે પેલા દીવાનખાનામાં જઇ બેશિયે.

---

## પ્રવેશ ૨જો.

### સ્થળ. ચારૂમતી કુંજનું દીવાનખાનુ

**પાત્ર—ચારૂમતી, ચતુરી, અને મોહનાદેવી.**

**ચતુરી**—મારી વ્હાલી આલી! પ્રસંગોપાત વાત કહાડવાની એમણેજ મને સૂચના કરી હતી. ને આજે આપણ બે એકઠાં

થયાં છિયે તેથી એજ વિષે વાત કરતાં હઇશું એવી કલ્પના કરી આવતાં હશે; એમ મને લાગે છે. વારૂ ઠીક છે જોઇયે. હવે એ શું કૂહે છે.

**મોહના**—(પ્રવેશ કરે છે; ચારૂમતી અને ચતુરી વંદન કરે છે એમના વંદનનો સ્વીકાર કરચા પછી.)

મારી વ્હાલી લાડકી ચારૂમતી! તારૂં પ્રસન્ન મુખ જોઇને મને ઘણો આનંદ થતો; અને મનમાં અભિમાન રાખતી કે મારે એક આવું રત્ન છે; પણ હવણાં તેં તારી મેળેજ એમાં ફેરફાર કરી દીધો છે.

**ચતુરી**—(ચારૂમતીનું મુખ વધારે લેવાતું જોઇને) માજી! મેધારિરાય વિષે આપનો જે અભિપ્રાય હતો તે ચારૂમતીને જણાવ્યો; પણ એમણે જે અંતઃકરણની વાત કહી તે બોલે બોલ મને તો માન્ય કરવા જેવી લાગી છે.

**મોહના**—ત્યારે શું મારી લાડકી ચારૂમતી પોતાનું મનમાનતુ કરવા સારૂ માતાપિતાના મનોરથનો ભંગ કરવા ઇચ્છે છે? ના, ના, પ્રિય પુત્રી એવું કદિ કરે નહિ. વળી વિશેષ વાત જે મારા જાણવામાં ન હતી તે આજે એના પિતાએ મને કહી, તેથીજ હું અહિં પિંડે આવી છું. તમે એ જાણો છો કે આપણા ઢોલારાયની હવણાંની નબળાઇથી, તેમના બ્હીકણ સ્વભાવને લીધે, કપટપુરીના રાજાનું પરિબળ બહુ વધી ગયું છે. નાનાપ્રકારની આજ્ઞાઓ ઢોલારાયને વારંવાર લખી મોકલી તે પ્રમાણે વર્તાવે છે. એનો યુવરાજ મેધારીરાય તો ચારૂમતી ઉપર બહુ પ્રસન્ન થઈ ગયો છે. એની રીતભાત ઉપરથી અમારૂં મન તો એના ઉપર લલચાયું છે; પણ દીકરી, તું એની કાંઈ પત કરતી નથી. સમાન પદવીવાળા સાથે, અને તેમાં વળી એના જેવા યોગ્ય યુવરાજ વ્હેરે લગ્ન કરવાને તારે ઉલટથી પ્રસન્નતા બતાવવી જોઇયે, તેને બદલે, ઉલટો અનાદર કરે છે તેમ તે વધારે ને વધારે મમત ઉપર ચઢતો જાય છે.

**ચતુરી**—મમતે ચડીને એ શું કરનાર છે! વિવાહ એ શું વિવાદનો સોદો છે?

**મોહના**—એના પિતાનું આજ્ઞાપત્ર, ઢોલારાય ઉપર તે લઈ આવ્યો છે. તેથી દરબારમાં તે સર્વનો માનીતો થઈ પડ્યો છે. ઢોલારાયને એ રાજાએ એવી બ્હીક બતાવી છે કે, અમારા યુવરાજનું લગ્ન તમારા પ્રધાનની પુત્રી સાથે કરાવી નહિ આપો તો લડાઈ ઉભી થશે. સદાનો બ્હીકણુ ઢોલારાય જાણે છે કે, એ બળિયો છે, એટલે, મારૂં રાજ્ય ખુંચી લેશે. માટે તેણે તારા પિતાને ધમકી આપી આજ્ઞા કરી છે કે "જો તમે તમારી પુત્રી એની વ્હેરે નહિ પરણાવો તો પ્રધાનપદ જશે, માલ, મીલકત જપ્ત થશે, અને દેશવટો લેવો પડશે; એટલું જ નહિ, પણ મારી જ્યાં લગી આણ ફરતી હશે ત્યાં પણ રૂહેવા દઈશ નહિ."

**ચતુરી**—ગુણવંતરાય કાકા એવી ધમકીથી ક્યાં ડરે એમ છે! અને એમ કરતાં વાત વધી તો પ્રેમરાય બધાને પૂરા પડે એવા છે.

**ચારૂમતી**—મેધાસ્થિરાયના અપલક્ષણ માજીના જાણવામાં નથી. જો એ જાણશે તો મારા ભલાની ખાતર એ પોતાનો આગ્રહ મૂકી દેશે.

**મોહના**—શું એમ છે?

**ચતુરી**—જી હા. વળી, ગુણે કરીને પ્રેમરાય ઉપર બંધાયલી પ્રીતિ નિવારી શકાય એમ નથી.

**ચારૂમતી**—સમય એવો પ્રાપ્ત થયો છે કે માવતરના આગળ મન ઉઘાડું કરવાની અતિ આવશ્યકતા મારા ઉપર આવી પડી છે.

**મોહના**—વ્હાલી દીકરી! તારો નિશ્ચય જાણી હું અતિ પ્રસન્ન થઈ છું. તારા મનનો ભાવ આવો દૃઢ છે તો હું હવણાં જ જઇને તારા પિતાજીને તારો અભિપ્રાય નિવેદન કરૂં છું. મારૂં ચાલતાં સુધી તને અણગમતું કાર્ય નહિ થવા દઉં. હું જાઉં છું (ચારૂમતી તથા ચતુરી તેને વંદન કરે છે ને તે જાય છે.)

**ચારૂમતી**—(મોહના ગયા પછી.) વ્હાલી સખી ચતુરી, માવીતર તે માવીતર. માજિયે તો પોતાનો અત્યાગ્રહ મૂકી દીધો; હવે જોઇયે પિતાજી શું ધારે છે?

**ચતુરી**—મને લાગે છે કે એ પણ પોતાનો વિચાર ફેરવશે. પણ વારૂ હું જાતે જઇને પ્રેમરાયને મળું અને સર્વ વાત વિદિત કરૂં તો?

**ચારૂમતી**—મારી વ્હાલી સખી! તારી સલાહ અવસરને અનુસરતી જોઇયે તેવી છે. મેળાપ કરવાનું આમંત્રણ હું પત્રિકાદ્વારે દેવાને ઇચ્છું છું તે પત્રિકા પણ સાથે લેતી જજે.

**ચતુરી**—(જરા આગળ વધીને) સખિયો આવો. આપણે ચારૂમતીને ધીરજ આપિયે. (સર્વે આવે છે.) સખી ચંદ્રપભા લેખનસામગ્રી લેતી આવ. (તે લાવી રજુ કરે છે.)

(ચારૂમતી લખે છે અને સર્વે સખિયો ગાય છે.)

**સખિયો**—

**(રાગ, સોરઠ, ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે–એ લય.)**

ગુણવાળી સખી વ્હાલી સુખ થાશે
વિમાસણ મૂક વિસારી, ધીરજ તું ધારી ધારી,
કહ્યું માની પીડ નિવારી
તરત વિપત જાશે, જાશે, સુખ થાશે.
તને અહિં નહિં કાંઈ દુઃખ થવા દઇશું.
સાહાય્ય થવા જે પડે તે સંકટ સહીશું.
રાત દિવસ અમે સમિપ વશી રહીશું.
એ સિદ્ધાન્ત, વણુ ભ્રાન્ત, દઈ કાન, ધરી ધ્યાન,
રાખી સાન, તું ગુણવાન, સિદ્ધ માન, ત્યાગ ખાન ન પાન
તજ ન ગાન વળી તાન તો નિભાશે નિભાશે, સુખ થાશે,

(ચારૂમતી પાત્રકા લખીને ચતુરીને આપે છે.)

(પડદા પડે છે.)

## પ્રવેશ ૩જો.

### સ્થળ—પ્રેમરાયનું ઘર.

પાત્ર—**પ્રેમરાય અને પ્રતાપરાય.**

(એક બાજુ પ્રતાપરાય પ્રવેશ કરી, છાનોમાનો સાંભળે છે.)

(રાગ મારૂ)

**પ્રેમરાય**—
કયાં ખાબોચિયું સાગર કયાં,
કયાં મૂર્ખાને નાગર કયાં;
કયાં કંકર ને ગિરિવર કયાં,
કયાં માછલીને મગરમચ્છ કયાં. ૧
જઇ સાગર સરમાં ન ભળશે,
વાઘ બકરાં ટોળામાં ન હળશે;
નેવનાં પાણી મોભે ન જાશે,
રંક રાય મેળાપ ન થાશેઃ ૨
એ તો મહાજનની છે બેટી,
રક્ષી રાખી રત્નતણી પેટી;
કોઈ નજર નાંખવા ન પામે,
તેની સાથે પ્રીતિ કેમ જામે? ૩

**પ્રતાપરાય**—(સ્વગત) બાપુજી પ્રેમપાશમાં પૂરા સપડાયા દેખાય છે. (દેખા દે છે)

**પ્રેમરાય**—પધારો, પ્રિય મિત્ર પ્રતાપરાય!

**પ્રતાપરાય**—હાજી, આપણે બંને સવાર સાંજ પાંચ પચ ઘટિકા સેનાનો વ્યુહ કરાવવા જઇયે છિયે તેથી ઘણા પ્રકારે લાભ થતે. જાયછે. મુખ્ય નાયક આપણા ઉપર પ્રસન્ન રહે છે. ને આપણી આયના લોપતો નથી.

( દુહો )

પ્રેમરાય—કામ પાડવું હોય તો, અતડે રહયે ન સાર,
હરી લઇ ચિત્ત રહી ચેતતાં, પામી લેવો પાર.

મારા ઉપર સૈનિકો આટલા પ્રસન્ન રહેશે, એવી મને આશા ન્હોતી. તો પણ તમ સરખા સુજ્ઞ મિત્રની સાહાય્ય હતી તો મને એ લાભ મળ્યો. ઢોલારાયનો હું સ્વાભાવિક શત્રુ થઈ પડ્યો છું એવું એમનો કુટિલદાસ કહેતો હતો. તે મારા જાણવામાં આવ્યું છે. પ્રધાન અને તમારા પિતાજીનો તે પક્કો શત્રુ થયો છે.

(દુહો)

ઉલટ સુલટ જો ગુણ તા, ના'વે મળતી રાશ;
ગુણીને અવગુણી નવ ગમે, અવગુણી ગુણીથી નિરાશ.

પ્રધાનપદવીની તે આશા રાખે છે, એવી વાતો ખુણે ખોચરે થાય છે. પણ ચિંતા નહિ, સેના આપણા સ્વાધીનમાં કરી લેવાનો મારો મુખ્ય હેતુ એજ છે. તમારી સત્તાથી મારૂં કદ બંધાય તો પ્રજાનાં દુઃખ નિવારણ કરવાની આપણી ઇચ્છા પૂર્ણ થાય.

પ્રતાપરાય—મારા પિતાજી કુટિલદાસના છળથી ત્રાસી ગયા છે. તેથી તેની સત્તા વધે એવું કોઈપણ સાધન સિદ્ધ થવા એ દેતા નથી, અને એની કુટિલતાથી તેઓ ચેતતા રહે છે. તેમ છતાં કદાપિ એકદમ દુષ્ટ લોકો નરમ પડે એમ બનતું હોય તો ગમે તેવું સાહસ કરવાને તેઓ તત્પર છે.

પ્રેમરાય—આપણે ઉડભંગવેડા કરવાના નથી. જોઇ વિચારીને પગલું ભરવાનું છે.

દુહો

સાધન સમય વિચારીને, ધિરજે ઘાટ ઘડાય;
તો નવ વણસે કામ, વળી, હાંસી ન અંત્યે થાય.

**પ્રતાપરાય**—એ વિષે તો આપણે પ્રસંગોપાત પેરવીમાં રહીશું, પણ ચારૂમતીની એકવાર ભેટ લેવા સંબંધી તમે શો વિચાર કરયો? આખી પ્રેમપુરીમાં એક વાયકા ચાલી છે. તે કદાપિ તમારે કાને નહિ આવી હોય.

**પ્રેમરાય**—ના ભાઇ, હું તો કાંઈ જાણુતો નથી.

**પ્રતાપરાય**—કહેછે કે, તમે ચારૂમતીને નિત્ય મળો છો. ને ચતુરી મારે ઘેર પ્રતિ દિન આવે છે. ચતુરીને હું અંતઃકરણથી ચાહું છું ખરો પણ મારૂં વલણ તેને પણ કળવા દીધુ નથી તો તમારા ભેગો હું શી રીતે ગવાયો એની મને સમજ પડતી નથી.

**પ્રેમરાય**—પણ પ્રિય મિત્ર! જુઓ! જુઓ પણે પેલા સુશોભિત રથમાંથી કોણ ઉતરે છે? એવા રથમાં બેસીને મેં ચારૂમતી-ને ઘણી વાર જતાં જોઇ છે. ખરે, એ તો નહિ હોય? ઓહો! ખરી વાત.

(ગાયન)

એ તો ચારૂમતી છે રે, એ તો ચારૂમતી છે.
મારે અંતરે વસેલી, મારી ચારૂમતી છે.

**પ્રતાપરાય**— ના. જી

કેવા ભૂલાવે રે પ્રેમ, કેવો ભૂલાવે.
જુઓ લટકાં કરતી ચતુરી વ્હાલી મારી અંહિ આવે.

**ચતુરી**—(ગાતી ગાતી પ્રવેશે છે.)

(ગેન ગજરો એ રાગ)

વ્હાલ વ્યાપ્યું કે જીવન, જીવિત દાન આપ્યું;
પ્રેમી જનના હૃદય વિષે, વ્હાલ વ્યાપ્યું
રગે રગે પ્રસરયુ એ તો, વશ કરયા વ્હાલમ,
ભૂરકી નાંખી ભમાવ્યાં, ઠારોઠાર.
પ્રેમી જનના હૃદય વિષે વ્હાલ વ્યાપ્યું.

(બંનેને વંદન કરીને અને પ્રેમરાયને પ્રેમ પત્રિકા આપતાં)

ગુણીજનો! મારા એકાએક આવવાથી કદિ તમને આશ્ચર્ય લાગશે. પણ રાજા અને તેમના કુટિલદાસના હેરકો પ્રેમરાયને પંજામાં આણવાને ફરતા રહે છે. કપટપુરીનો યુવરાજ ચારૂમતી વ્હેરે પરણવા આવ્યો છે ને પ્રધાનને ધમકી આપેછે કે મારે વ્હેરે એને પરણાવશો તો જ પ્રધાન પદવી રહેશે, આવું મહાસંકટ વચમાં આવી પડયું છે. તેથી પ્રધાનજી હવણાં તો રાજાને ગમતી વાતો કરે છે. મારી ગાડી પૂઠે કોઇ પુરૂષ ધારીને જોતો આવતો હતો પણ અર્ધેથી તે પાછો ગયો. તથાપિ હું પણે વેગળે ઉતરી પડી. (પ્રેમરાય લીન થઈ જઇને પત્રિકા વાંચતાં જોઈ) જોયું પ્રતાપરાયજી!

**(શ્યામ રંગ સમીપે ન જાવું. એ લય)**

જામે છે રંગ કેવો પ્રેમનો પ્રતાપરાય,
જામે છે રંગ કેવો પ્રેમનો;
પ્રેમમાં ગુંથાય તે તો છૂટયાં નવ છૂટશે
ગુંચવાયો પ્રેમ કેવો એમનો,
પ્રતાપરાય જામે છે રંગ કેવો પ્રેમનો. ટેક
પ્રેમપત્રિકામાં લીન કેવા થયા છે,
પ્રેમ જોષ પૂરે ચડયો, એમનો પ્રતાપરાય૦
અટપટી પ્રેમ ગલી માંહે ગુંચાયા,
જોઇયે માર્ગ શોધે છે કેમનો
પ્રતાપરાય, જામેછે રંગ કેવો પ્રેમનો.

**પ્રતાપરાય**—માર્ગ ન જડે ત્યારે તમે તો બતાવશો કે નહી?

**(રાગ બનજારા.)**

પ્રેમીજન તું તો છે પૂરી, જાણી જીવ રહ્યો મુજ ઝૂરી;
મને પ્રેમનો પંથ બતાવો, ભુલ્યો ભટકું તેને થર લાવો;
તો તો તનમનમાં રે' સબુરી, પ્રેમી જન તું તો છું પૂરી.

**ચતુરી**—પ્રેમપંથ ન બતાવી શકિયે, ટેક ધરિયે તો ત્યાં નવ ટકિયે;
પ્રીતિ મુજવણુ જાણો અધૂરી, મુને માનો નિજની મધુરી.

**પ્રતાપરાય**-ટેક મ્હોટાઇ તો નથી મનમાં, તાલાવેલી લાગી તનમનમાં,
ચોટયું ચિતડું ચતુર ચતુરી, માટે માનુ મધુર મધુરી.

**ચતુરી**—સાખ તનમનની છે સાચી, ત્યારે પ્રીતિ નથી હવે કાચી
મારા ચિતડાના ચોર છો પોતે, દીનરાત ગાળી છે મેં રોતે.

**પ્રતાપરાય**-મિથ્યા ઝગડો શાને મચાવો, આવો સાર સુણાવું હું આવો;
પ્રેમપટ બેઠો છે ધાડો, ચોટયો ચળશે નહિ કો દા'ડો.

**ચતુરી**–ચારૂમતી, મારી બ્હાલી સખી, પોતાની ધારણામાં પાર પડી તો પછી, મારા વિચારને ઘણું જ ઉત્તેજન મળશે. પ્રેમ દેનારની ઇચ્છા તો ગમે તેવી હોય, પણ કદાપિ મહાન્ જનોને રૂચતું હોય નહિ તો પછી આપણો વિચાર જણાવિયે તો હાંસી થાય.

**પ્રતાપરાય**—ખરો ભેદક હાંસી થવા દે નહિ, તે તો ભેદ્યું હોય તે રૂઝાડે.

**પ્રેમરાય**—મિત્ર! સત્ય કહ્યું, ચારૂમતિવે મારૂં હૃદય ભેદ્યું તો હવે રૂઝાડવા માંડયુ છે. તમારાથી મારે કશું છાનું નથી. જુઓ એની પત્રિકા હું વાંચું છું, એણે મારૂં મન હરી લીધું છે માટે મનહર પસંદ કર્યો છે.

**( મનહર. બેહાગ ચોતાળ )**

ચાલ્ અલી વે'લો ચાલ્, ચારૂવાડી ભેટ લેવા
રૂડી રજનીમાં ભેગો લા'વ લેવા પ્રીતથી.
મધુકરે કમળમાં વાસ કીધો વાસનાથી.
તીલભર દૂર હવે રે'વું ખોટું રીતથી— ચાલ.
નૂતન ન પ્રીત રીતભાત પૂરી ભાળી લીધી,
વંશ કાપે કમળ ન કાપે તું ખચીતથી.
દળ તણો ભાર પડે, ઉપાય ન એક જડે,
નહિ તોડે જોડ તોય, નેક ધારી ચિત્તથી. ચાલ.

ચતુર ચારૂમતી ગાનના પ્રથમ અક્ષરોમાં તો મને વંદન કરે છે. ચતુરી! આદરભાવ અને પ્રેમયુકત હૃદયે તે મને વંદન કરે છે. તેવાજ આદરભાવથી અને પ્રેમાસક્ત હૃદયથી હું તે માન્ય કરૂં છું.

**ચતુરી**—ધન્ય છે તમારા પ્રેમાગ્રહને, તમે યથાર્થ કહયું; હું તમારી પ્રિયા ચારૂમતીને સર્વ વૃત્તાન્ત જઇને નિવેદન કરીશ આપ પણ ત્યાં વ્હેલા પધારજો. હું બંનેની આજ્ઞા લઉં છું. મારી વ્હાલી સખી અધિરી થઈ મારી વાટ જોતી હશે.

**પ્રતાપરાય**—પ્રેમરાય તો પોતાની પ્રિયા ચારૂમતીને મળી ઠરાવ કરશે, પણ આપણે મળી ક્યારે ઠરાવ કરીશું? (તેનો કર ગ્રહીને) હેં પ્રિયા!

**ચતુરી**—મારાં ભાવિ સાસુ સસરાની એકવાર આજ્ઞા તો લ્યો, પછી મને પૂછો. હવણાં તો હું જાઉં છું. (પડદો પડેછે.)

(બંનેને નમન કરી જાય છે. આગળા ખંડમાં જતાં મનુષ્યો તેને પકડી લે છે, ધાઓ! ધાઓ! કરીને બૂમ પાડે છે. પ્રતાપરાય અને પ્રેમરાય ત્વરાથી દોડી જાય છે. બીજા માણસો તેમના ઉપર પડે છે બંનેની પાસે કંઈ હથિયાર નથી તેથી છેવટે કેટલાકોને નિર્બળ કરતાં છતાં પણ, નાઈલાજ થઈ જાય છે, માણસો તેમને બાંધીને તથા મ્હોંમાં ડુચા ઘાલીને ગાડીમાં ઘાલી લઈ જાય છે.)



## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—દરબારમાં મંત્રાલય.



પાત્ર—ઢોલારાય, કુટિલદાસ, ગુણવંતરાય, વિદૂષક.

કુટિલદાસ—મહારાજ ! રાજ્યતંત્ર પાંશરૂ ચલાવવાનો બોધ કરવાને પ્રધાન અને સેનાપતિ હવણાં આપની પાસે આવશે. મારે અને એમને લાંબા સમયથી અણબનાવ ચાલ્યાં કરે છે તે આપ જાણો જ છો.

(ગીતિ.)

લાંબુ વૈર વશેલું. પ્રસંગ મળતાં વિકટ ધરે રુપ;
માટે અરિથી ચેતી ચાલે, તે જીતી જાય છે ભૂપ.
સેવા ધણીની કરતાં, આડા અવળા પીડાય ચાકર તો;
જો સ્વામી સંભાળે, તો તો તે નિભી શકે ધીરજ ધર તો.
બકરા સિંહ સમાને જબરા સાથે ગરીબ સપડાય;
નહિ કો અબળની ઓથે, તો જબરા જન જરૂર હણી જાય
વૈરીથી વિંટલાયો, સાધન વણ તે કયમ કરી છોડાશે;
ખેંચી નવ કાઢે તો, ઉંડા ખાડા વિષે જ ગોડાશે;

ઢોલારાય—તમને મેં અગાઊથી મારી પાસે એટલા માટે જ બોલાવી રાખ્યાછે, કેમકે—

(મરાઠી ચાલની સાખી.)

પાછળ નિંદા કરનારા તો, રહે ન એકે ટેકે;
આંખતણી શરમે શરમાવી, વાંક વદે નહિ એકે
બળ બરતી બળવંતાં કેરૂં આગળ વધી નવ બ્હેકે,
પણ વશમાં રહી રૂડી રીતે, લીન થઈને લ્હેકે.

**કુટિલદાસ**—પણ હવે એવી શરમ તેઓ રાખતા નથી. ઉઘાડે છોગે મારૂં ભુંડું બોલે છે. મને હલકો પાડે છે. મને ધમકાવે છે. (આંખમાં આંસુ આણીને) મહારાજ! હવે તો મને જ રજા આપો. હું જીવતો રહીશ તો મારો રોટલો ગમે તે ઠેકાણે કમાઈ ખાઇશ. (રડે છે.)

**ઢોલારાય**—રડો નહિ. મારા વ્હાલા આપ્તમંત્રી! હું બેઠો છું ત્યાં સુધી કો'ની મગદુર છે કે, તમારા માથાનો એક પણ વાળ વાંકો કરી શકે.

**(મરાઠીચાલની સાખી)**

**કુટિલદાસ**—બળિયા હાથે લાજ રહી તો, તે નથી કદિ લુંટાતી;
કોટીજન કેડો લઈ કૂટે, તોપણ નથી કૂટાતી;
બળિયો પણ જો ભેગો ભળિયો, લાજ રડે રગડાતી,
પણ છેવટમાં સચવઈ રહે છે, અટકે છે ગગડાતી.

**કંચુકી**—(પ્રવેશ કરીને) મહારાજાને ઘણી ખમ્મા. પ્રધાનજી અને સેનાપતિ મુજરો કરવા આવ્યા છે.

**ઢોલા૦**—આવવા દે તેમને. કુટિલ! (તેનાં આંસુ પોતાના રૂમાલે લ્હોતો) સાવધ થા, કાંઈ ચિંતા કરીશ નહી. હું એમને પાંશરા કરીશ.

(ગુણવંતરાય પ્રધાન અને માનસિંહ સેનાપતિ પ્રવેશ કરતાં)

**માનસીંહ**—(કાને શબ્દો પડતાં) સાંભળ્યું પ્રધાનજી! રાજાજી આપણ બંનેને પાંશરા કરવાના છે.

**(દુહો)**

**ગુણવંતરાય**—જેહ પાંશરા, પાંશરા કહે જગત સૌ કોય;
વાંકાને સીધું થવું, સીધું સીધું હોય.

આ પાર કે પેલે પારૂં, મારે જે કહેવાનું છે ત હું નિર્બાધથી કહીશ.

**માનસિંહ**—યથાર્થ કથન છે.

(શ્લોક.)

ધર્મી ધર્મ બજાવામાં, બ્હીતો નથી કોનાથકી;
સુઝયું તે સમજાવામાં, નિશ્ચયવાળો તે નકી.

**( બંને આવી નમન કરી બેસે છે.)**

**ગુણવંતરાય**—મહારાજ! રાજ્યતંત્ર પાંશરૂં ચલાવવાને અમારાથી જે બની આવ્યું તે અમે કરયું, હવે તો અમે થાકયા છિયે.

**માનસિંહ**—કેવળ મ્હાત થયા છિયે.

**કુટિલદાસ**—સેતરંજનો ખેલ પૂરો થયો અને બાજી હારયા તો

( દુહો.)

થયા મ્હાત પ્યાદે કરી, લાંછન મ્હોટું એહ;
ટેકી તે જન લેખવો, ઉઠી ચાલે જેહ.

**માનસિંહ**—રાજ્યના ધણી તમે છો કે મહારાજ? પ્રધાનજી મહારાજને વિનવે છે, તમને નહિ; તમે શામાટે વચ્ચે માથાં મારો છો ?

( દુહો )

વણપૂછયે બક બક કરે, વચમાં બોલી જાય;
લક્ષણવંતો હો ભલે, પણ પશુસમ લેખાયઃ

**કુટિલદાસ**—મર્યાદાને લીધે મહારાજાને પોતાને કહેવું ઘટે નહિ તે કહેવાનો મને અધિકાર આપ્યો છે. હું શ્રીમાનનો આપ્ત મંત્રી છું સમજ્યા? મહારાજને નહી રૂચતું આવે તો મને બોલતો રોકશે. મારા ઉપર મહારાજ શિવાય બીજા કોઇનો અધિકાર નથી; સાંભળો.

(દુહો)

જેનો નહિ અધિકાર ને, માથાં મારે તોય;
મૂરખ તેને માનવો, કહે ખરજન સૌ કોય..

**માનસિંહ**—ખર બીજાને ખર કહે, તજીને ટેક વિવેક;
ભ્રમિત થયેલા ભૂતશું, વાક્ય ન વદવું એક;

**ગુણવંતરાય**—ભલે તમે સ્વતંત્ર રીતે મ્હાલો, અમારે હવે મ્હાલવું નથી.

**કુટિલદાસ**—પ્રધાનજી ઠીક કહે છે. માનસિંહ જરા ઉદ્ધત છે. પ્રધાનજી સમજે છે કે—

(ગીતિ.)

સાઠે બુદ્ધી વિનાશે, માટે સાંઠે ખશેડવા સહુને.
સાઠ વરસની તજીને, સોળ વરસની લવાય છે વહૂને.

**વિદૂષક**—(વેગળો ઉભો ઉભો સાંભળ્યા કરતો હતો તે પ્રવેશ કરીને) કુટિલદાસ! તમે તો હવે ખુબ વાયડા થવા માંડયુ છે. હું કહું છું કે "સાઠ વરસની તજીને, સોળ વરસની લવાય છે વહૂને." ત્યારે એ જ ન્યાયે તમે સાઠ વર્ષના થાઓ ત્યારે તમારી વહૂએ તમને તજીને સોળ વર્ષનો બીજો વર લાવવો એ પણ યોગ્ય કહેવાશે અને તમારી દેવડિયે તાળાં દેવાશે.

**કુટિલદાસ**—તને કચેરીમાંથી દૂર કરયો છે. છતાં આજ્ઞા લીધા વિના કેમ ઘુશી આવ્યો ?

**વિદૂષક**—આ કચેરી નથી, મંત્રાલય છે. રાજ્ય સંબંધી ગુહ્ય આંટા ઘુંટા બાંધવા છોડવાનું, વિચાર કરવાનું આ એકાન્ત સ્થાન છે. એવા પવિત્ર સ્થાનમાં હાજર રહેવાનો મારો અધિકાર છે. તમારો નથી. કેમકે—

દુહો

સારા ચોખ્ખા સ્થાનમાં, મેલું, એઠું જાય;
લ્હોઇ ધોઇ ચોખ્ખું કરચે પવિત્ર કદિ નવ થાય.

**કુટિલદાસ**—એ તો તારો બકવાદ છે. હું આપ્તમંત્રી છું. જ્યાં મહારાજ ત્યાં હું. પણ આ મંડળમાં તું શાનો પેશી જાય છે?

**વિદૂષક**—તું આપત મંત્રી ખરો, હું તું, તો તું તૂ તૂ (કૂતરો). જંત્રીની પાસે જંતર જ્યાં સુધી વગડાવે, ત્યાં સુધી તેનું કામ જો રમત બગડાવે તો તેને ગબડાવે. આપત આણુનારો તું જંતરી છું અરે ભુલ્યો જંત્રી નથી, પણ તું વંત્રી છું, નર નથી પણ નારી છું, તારી સેવા રાજ અંગની છે. રાજ્યના અંગની નથી.

**કુટિલદાસ**—જુઓ મહારાજ! આ ટુકડા માગી ખાનારો બામણો મને **જંતરી** ને **વંતરી** એવું એવું કહે છે.

**ઢોલારાય**—અલ્યા વિદૂષક, તારે હદમાં રહીને વાત કરવી, કેમકે–

(ગીતિ.)

બ્હેકાવ્યો બ્હેકે તે, હદ્દ છોડીને પગ ભરવા જાય;
એનું છેવટ એ કે, ખત્તા તે જન ખરી રીતે ખાય.

**વિદૂષક**—મહારાજ! હું હદ્દમાં રહીને જ વાત કરૂં છું. નહિ તો ધોકો લઇને પૂજા કરૂં એવો છું; એ આપના અંગનો નોકર છે તો આપને મુબારક છે.

**માનસિંહ**—(કુટિલદાસને ઉદ્દેશીને) મંત્રાલયભેદનો ભંગ કરવાનો કોઇને અધિકાર નથી.

**કુટિલદાસ**—ત્યારે, આ બામણાને, અને તમને અધિકાર છે, અને અમને નથી, કાં વારૂ?

**ગુણવંતરાય**—અધિકાર તો કોઇને નથી.

**માનસિંહ**—તમે ઢોલારાયના અંગના નોકર છો, અમે રાજ્યના નોકર છિયે.

**વિદૂષક**—હું પણ હવણાં તો રાજ્યનો નોકર છું, સમજ્યો કુટિલ? (પ્રધાન તરફ વળીને) પ્રધાનજી! તમે હવે એની કે એના બાપની શરમ રાખ્યા વિના ઉઘાડે છોગે જે કહેવાનું હોય તે કહો.

**ગુણવંતરાય**—મેં હવણાં એવો જ નિયમ રાખ્યો છે.

( ગીતિ. )

વદવું વિરૂદ્ધ જેની, તે તેની હાજરી છતાં કથવું
ભ્રાન્તિ જેથી ભાગે, સ્થાપિત કરવા પડે નહિ મથવું.

**માનસિંહ**—હું પણ એના મોં ઉપર કહું છું. સુણિયે મહારાજ! કપટપુરીરાયની વર્તણુક માટે મેં એક યાદી કરીને પ્રધાનજી મારફતે આપને વિદિત થવા મોકલી છે. તેના ઉત્તરની હું રાહ જોઇને થાક્યો, એ ઠાકોર હવે આપણા ઉપર ધસારો કરતો જાય છે. આ કુટિલની એમાં સામેલગીરી છે. મારી યાદી એણે એના હેરકને બતાવી છે. પણ (કુટિલ પ્રતિ) યાદ રાખજે બચ્ચા! હવે હું મહારાજની આજ્ઞા લેવાની રાહ જોવાનો નથી. એનો ને તારો સંગાથે ઘાણ વાળી મૂકીશ. સમજ્યો, જોઈ આ તરવાર?

**વિદૂષક**—આવા રાજ્યદ્રોહીને પકડો, હવણાં પટકો એને, પછીથી છટકી જશે.

**કુટિલદાસ**—જ્યાં સૂધી મહારાજ મારે માથે વિરાજમાન છે. ત્યાં સૂધી કોની મગદૂર છે કે મને કોઈ આંગળી સરખી પણ અડાડી શકે? કેમ મહારાજ! બોલતા નથી.?

**ઢોલારાય**—હા જી હા. એમ જ છે.

**વિદૂષક**—હા જીહા એમ જ છે. ચોભીલા ને ચટ ને બોલી ઉઠયા ઝટ. તો સાંભળો, રાજ્યની દુર્દશા કેવી થઈ છે તે. કાન

ઉઘાડો, નહિ તો રાજપાટલો થઈ જશે. બોલો પ્રધાનજી, હવણા રાજ્યવહિવટ કેમ ચાલે છે?

**ગુણવંતરાય**—હવણાં જેવું ચાલે છે તેવું કવિતારૂપે મેં ગોઠવી રાખ્યું છે, અને એમજ નિર્બાધ કહી શકાય.

રાજ્યનીતિ જ્યાં જામે નહિ, અધિકારી ત્યાં શું કરે?
પટકે માથું પણ પથ્થરસમ હૃદયવાળા નવ ડરે.

**માનસિંહ**—પથ્થરપર પાણી, પ્રવેશ ભીતરે કયાંથી કરે?
વિદૂષક—નિડર, નઠોર, પાપી, હરામી, કુટિલ, કૂડા, કયમ ડરે?
ગુણવંતરાય—પાપીનું પ્રબળ ત્યાં, ધર્મી જઈ શું કરે?
કૂડ કુટિલનું જોર જ્યાં, સીધો જન ત્યાં શું કરે?
**માનસિંહ**—જોર કરવા જાય તો, જરૂર તે અખડાઇ પડે,
ચંડાળ કેરી ચોકડીની, ચાંટમાં તે જઈ ચડે.
**કુટિલદાસ**—ધ્યાનમાં રખિયે મહારાજ! આપની માનવંતી ટોળી,
જે માથું આપવા ભોળી, તેની સળગાવવી છે હોળી.
ફસાવી દેવા ફાંકડી, તેને કહે છે **ચંડાળ** ચોકડી.
વિદૂષક—ટોપી બેસતી આવે છે, તેને જ તે ફસાવે છે;
સુણિયેજી હજી વાતો, જાણ્યા પછી નાખજો લાતો.

ગુણવંતરાય—

**( શ્રી બંધુજાતિ-હરિગીતની ચાલ, બહરે હઝજ**

**મુતવ્વલ સાલિમ )**

ધન હરણ કરવા મરણ જ્યાં લાખ્ખો જનોનાં થાય છે,
ત્યાં સત્પુરૂષના મનવિષે, અતિ કોપબળ ઉભરાય છે;
નહિ ચલણ જ્યાં ચતુરોતણું, અતિ અવશ થઈ અકળાય છે,
નહિ જોર ઝાઝુ ચાલતાં, મનવિષે બહુ મૂઝાય છે.

**વિદૂષક—**

જ્યાં લાજ લજ્જાહીનથી નરનારીની લૂંટાય છે,
વશ થાય નહિ તેવી સતીના મસ્તકો મૂડાય છે;
અતિશય કરે ઉપાય તોપણ, બંધથી બંધાય છે,
જો છટકવાનો લાગ નહિ તો, કુટિલથી કૂટાય છે.

**ગુણવંતરાય—**

જ્યાં નિયમ સારા રાજ્યના, તે તુરત તો તોડાય છે,
બરતર્ફી પામે સુજન જ્યાં, ત્યાં જુલ્મી ઝટ જોડાય છે;
વશ થાય નહિ જે કુટિલ હસ્તે ખાડમાં ખોડાય છે,
નરનારિયોનાં હાડ, ભારે મારથી ભંગાય છે.

**માનસિંહ—**

ઘરબાર ને વન સીમમાં, રઇયતતણો જે માલ છે,
તે ઉપર ફરતાં ફાંશિયાની ફેરણીની ફાલ છે;
વગડા વિષે ચોરો ફરે, તે પંથિયોના કાળ છે,
જે રક્ષવા રસ્તે રહે, તેની જ નાંખી જાળ છે.

**વિદૂષક—**

છે ફાંશિયાની ફાંશી જ્યાં ત્યાં, ઝપટજન ઝપટાય છે,
લંપટ જનોનાં લક્ષ્ય લાંબી લપટમાં લપટાય છે,
નિર્દોષ, પાપી પૂતળાના, ફંદમાંહ ફસાય છે,
ખત પત્રને ખોટે પૂરાવે, કેસ જીતી જાય છે.

**ઢોલારાય**—( જરા ગુંચવાઈ ગુસ્સે થઇને ) હવે કાંઈ કહેવાનું બાકી છે?

**ગુણવંતરાય**—એટલાની જ સુવ્યવસ્થા કરશો તો બસ છે, મહારાજ!

**કુટિલદાસ**—ત્યારે તમે શું કરશો ?

**વિદૂષક**—જો રાજાજી કરવા દેશે તો હજામત કરશે, સમજ્યા કે ભાઇ! અને તેમાં તમારૂં માથું પ્હેલું મુંડાઈ જશે, જાણ્યું?

**કુટિલદાસ**—અલ્યા બામણા! તું સખણો રહેજે, તારી જીભ સંભાળજે; નહિ તો ટુંકી કરવી પડશે.

**વિદૂષક**—હવે હું જોઉં છું કે તું ટુંકો થાય છે કે મારી જીભ ટુંકી થાય છે. મહારાજ! આ બધી મોકાણ આ કુટિલદાસની છે, દ્વારમાં સો માણસનું ધાડું આવીને ઉભું છે, અને બધાની ફરિયાદ આ કુટિલના ત્રાસની છે.

**કુટિલદાસ**—આ બધા આહિયા એકો કરીને આવ્યા છે, મને હલકો પાડી મારૂં હાંલ્લું ફોડવાનો આ પ્રપંચ મંડાયો છે. લોકોને ઉશ્કેરીને દંગો કરવાની ગોઠવણ કરી છે.

**ઢાલારાય**—પ્રધાન! તમે આવાં નીચ કામ કરો છો?

**ગુણવંતરાય**—મહારાજ! ક્ષમા કરો, આવો આરોપ મારાથી સહન નહિ થાય.

**કુટિલદાસ**—ત્યારે જ્યાંથી ઉકાળીને અહિ આવ્યા છો, તહિ પાછા પધારી જાઓ.

**ગુણવંતરાય**—બસ. એટલુંજ હું માગું છું. મહારાજ! આપની જીભ કુટિલદાસ છે તો ભલે. એમનાથી કામ લ્યો. એ કેટલી બધી છૂટ લે છે?

**વિદૂષક**—જીભને શું બકબક કરવાને ભગવાને આપી છે? મહારાજ! રાજ્ય ખોવું હોય તો આવા પાજીની જીભ હાલવા દેજો. લોકો આવ્યા છે તેમનું સાંભળો તો ખરા? અને જુવો કે આવો કુટિલ કામ કરનારો દેશપાર કરવાને યોગ્ય છે કે ફાંશીને લાકડે લટકાવવા જેવો અપરાધી છે.

**કુટિલદાસ**—( તેને લપડાક મારતાં ) હરામખોર! હજી તું મારી સત્તા જાણતો નથી! હું મહારાજનો આપ્તમંત્રી છું. સમજ્યો?

**વિદૂષક**—સમજ્યો, તું આપત મંત્રી ખરો, અને તેથી જ મહારાજ ઉપર આપત લાવવાને ઉભો થયો છું. જો હવે તારા ભવાડા

કેવા થાય છે તે. (દોડતો જઈ પટ ઉઘાડી નાખે છે. લોકોનું ટોળું પ્રત્યક્ષ થાય છે.)

**ઢોલારાય**—આટલા બધા લોક કેમ ધસી આવ્યા છે?

**કુટિલદાસ**—(તેમને રોકવા આગળ ધસી આવે છે) વેગળા-રહીને વાત કરો.

**પ્હેલો નાગરિક**—મહારાજ! આ કુટિલદાસે મારી હવેલી છિનાવી લીધી છે અને અમારો વાસ કહાડી નંખાવીને મારા ઘરમાં ભરાયો છે.

**કુટિલદાસ**—રાજાજી! મેં એનો હિસાબ કરીને વધારાના વીસ હજાર રૂપિયાની વીસ ઠેલિયો આપી છે. એ જુઠો છે.

**પ્હેલો નાગરિક**—એક પાઈ પણ આપી નથી. એ જુઠું બોલે છે. મેં ન્યાયાધીશીમાં દાવો કરયો, પણ આ કુટિલદાસનું પ્રતિવાદીમાં નામ વાંચીને મારી અરજી ન્યાયાધીશે કહાડી નાંખી. એ તે કેવું અંધેર!

**કુટિલદાસ**—સાંભળો મહારાજ! એનો કિસ્સો એવો છે કે, એની હવેલીને ચાર માળ છે; તેમાં ચાલીસ મ્હોટાં બારણાં છે ને પાંસઠ બારિયો છે. તે ઉપર ખાનગી ખાતાની લાગત એક બારણાના ત્રીસ રૂપિયા લેખે રૂપિયા બારસો બારણાંના થાય ને બારી એકની લાગત વીસ રૂપિયા છે તે હિસાબે પાંસઠ બારિયોના રૂપિયા તેરસો થયા. એમ બધા મળીને એક વર્ષના રૂપિયા પચીસો થાય. હવેલી ચણયાને દસ વર્ષ થયાં તો દસ વર્ષના રૂપિયા પચીસ હજાર ચોખ્ખાને ચટ આપણા ખાનગી ખાતાના લેણા થાય.

**ગુણવંતરાય**—રાજ્યની આવી લાગત કોઇના ઘર ઉપર છે જ નહિ

**કુટિલદાસ**—રાજ્યની તો નથી પણ ખાનગી ખાતાની છે એમ મેં પ્હેલેથી જ કહ્યું છે.

**ગુણવંતરાય**—પ્રજા સાથે ખાનગી ખાતાને કશી નિસબત નથી. અમારી આજ્ઞા વિના તમારાથી એવા કર નંખાય નહિ.

**પ્હેલો નાગરિક**—ખરો ન્યાય, ત્યારે મારી હવેલી છીનવી લેવાય નહિ, મહારાજ! મને પાછી સંપાવો.

**ઢોલારાય**—રાજ્યનું ખાતું તે અમારૂં, અને ખાનગી ખાતું તે પણ અમારૂં.

**કુટિલદાસ**—હા મહારાજ! એમ જ છે. જો એવા કર ના લઇયે તો ખર્ચ કેમ નિભે?

**ગુણવંતરાય**—રાજ્યનું ખાતું તે રાજાના બાપની ખાનગી મતા મનાતી નથી.

**કુટિલદાસ**—ખુલ્લા દરબારમાં, ફરિયાદીની રૂબરૂ, જુઓ ભવાડો કરે છે તે!

**ઢોલારાય**—આવી વાતો તમારે અમને ખાનગીમાં કરવી.

**વિદૂષક**—ખાનગીમાં તો મળતા નથી, ને વાતો કરવા દેતા નથી. બાયડિયોની હવણાં જે ફરિયાદો થાય છે, તેવી મોંકાણો ખાનગીમાં મંડાય છે. ને કુટિલદાસ! તમારાં છાજિયાં લેવાય છે. ( છાજિયા લે છે. )

**કુટિલદાસ**—બસ કર તારી લવરી.

**એક ખેડુત**—અરે ઓ રાજાજી! આ ફાંશિયાએ મારો હો વિંઘાંનો વાંટો ઝૂંટાવી લીધો સે, ને મારૂં વાવેતર વિખેરાવીને એણે ઓણ બાજરી રોપાવી છે, બાજરી. વાંઝણીના! તારા બાપની મતા હતી કે મારા બાપની? ( તેને મારે છે. )

**કુટિલદાસ**—રાજાજી! રૈયતના હાથથી આપની નજર આગળ મારી આ દશા?

**વિદૂષક**—તું અવળાં કરે છે તો તને માર પડે, તેમાં મહારાજ શું કરે! કરે તે ભોગવે.

**બીજો નાગરિક**—ઓ મારા રાજાજી! આ ભૂંડાએ મારા દીકરાની વહુને સંતાડી છે, તે કોણ જાણે કયાંય ઘાલી દીધી છે. આજ એક મહિનાથી પત્તો નથી. દાદ ને ફરિયાદ કોઇ સાંભળતું જ નથી.

**ત્રિજો નાગરિક**—મારી વહૂ તો એની મા જેવી. તેને પણ છૂપાવી બેઠો છે; વાંઝણીના! બતાવ મારી વહૂ, નહિતો દળીશ તારા ઘહું. (તેને ધોબાટે છે.)

**કુટિલદાસ**—રાજાજી! આમ આપની રૂબરૂમાં હું માર ખાઉં છું, તે શું સારૂં દેખાય છે! આપ કેમ જોઇ રહયા છો, બાપલિયા?

**વિદૂષક**—જ્યાં આભ ફાટયુ ત્યાં થીંગડાં શી રીતે દેવાય, મારા કાપડિયા? વળી કૂડાં કામ તું કરે છે. કાંઈ મહારાજ કરતા નથી. જાણે તે જોગવે ને કરે તે ભોગવે.

**ઢોલારાય**—હા, ખરી વાત. ત્યારે તું અવળાં કામ શા માટે કરે છે?

**કુટિલદાસ**—એમ કે? સાંભળો ત્યારે. પાંચ બાયડિયો આપની જેકલીની તેનાતમાં છે, તેમાં આ બે જણનાં બઇરાં છે. સમજ્યા રાજાજી! જરા પાછુવાળી જુઓ. બધા વચ્ચે મારી જીભ ઉપડતી નથી.

**વિદૂષક**—અલ્યા જેકલી કોણ છે?

**કુટિલદાસ**—ભાઇ! તું હવે ડહાપણ ડોળ નહિ. હું તારે પગે લાગું છું. (તેના કાનમાં કહે છે. તમે મારૂં વાંકું બોલો નહિ તો પછી આપણે સમજીશું.) જેકલી કોણ છે તે મહારાજ

જાણે છે, અને વળી તમે કયાં નથી જાણુતા? તમારી બેની લડાઇમાં તમારે ખસવું પડયું છે, ભૂલી ગયા કે?

**ચોથો નાગરિક**—મારી બાયડીને જેકલી તારૂં નામ દઇને ધૂતાવીને લઈ ગઈ છે. હીંડ બતાવ્. એ જેકલી કયાં છે? એના ને તારા ભેચાં ફહાડી નાખીશ. (એમ કહી તેને ધુમ્માપાક આપે છે.)

**પાંચમો નાગરિક**—ધોળે દહાડે, ભર બજારે, કુટિલદાસનું નામ દઇને ખાનગી ખાતે એનો માણસ પચીસ હજાર રૂપિયા લઇ ગયો છે તેની ઉઘરાણી કરતાં દાદ આપતો નથી.

**કુટિલદાસ**—એમાં મારો શો દોષ? મારી કાંઈ ચિઠ્ઠી પતરી છે! એમતો રસ્તે જતાં મારૂં નામ લઇને ઘણાય આવશે, પછી આવજે મારી પાસે લેવા, ને બાંધજે રૂપિયાનો ગાંસડો.

**છઠ્ઠો નાગરિક**—એજ માણસ મારે ત્યાં આવીને રૂપિયા પંદર હજાર લઈ ગયો છે, ને પેલા રામદાસનું ઘર પડાવી લીધું છે; ત્યાં ઈમેલો ચણાવે છે, તેમાં એ પૈસા વાપરે છે.

**વિદૂષક**—વસવાને હવેલી જોઇયે તે તો ચણાવવી પડે. મારાં ભાભીને બિરાજવાને મ્હોટું ઘર કરવું પડે; ભલે ભલે બા. એમાં તારો દોષ કાઢે તે જ ગાંડા છે.

**કુટિલદાસ**—હા ભાઈ એમ જ છે. (તેના કાનમાં–મારી ભૂલ થઈ છે. હું તને દરબારમાં પાછો રખાવીશ.)

**સાતમો નાગરિક**—હે મહારાજ! મારા ઉપર ગજબ ગુજરયો છે, એવો તો કોઇના ઉપર ગુજરયો નહિ હોય. પેલી જેકલી કહીકની તેને મારે ઘેર મોકલી અને મારી બાયડીને ઉપડાવીને લઈ જતાં તેણે લાતો પાટુ વડે પણ મારી હશે. પણ મારી પરતીવરતા બાયડી એ તો જોગમાયા જેવી છે ને એ જ સહન કરે. એમ કહીને એણે પોતાની લાજ રાખવા આ ચંડાળને જરા આદમપાક આપ્યો હશે. તે ઉપરથી મારામારીનો

અપરાધ મૂકીને આજે એક અઠવાડિયાથી તેને કેદમાં રખાવી છે તે છોડાવો.

**કુટિલદાસ**—( મહારાજને કાનમાં ) આ જેટલી ફરિયાદો છે, તે તમારે માટે અવળાં કરેલાં કામની છે તે હું પછવાડેથી તમને સમજાવીશ; માટે જરા રોફ બતાવીને આ ભવાઈ હવે બંધ કરાવો.

**ઢોલારાય**—તમે બધાંએ શું ભવાઈ કરવા માંડી છે?

**વિદૂષક**—આપજી! ભવાઈ નહિ. આ તો તમારી કરણીનું નાટક ભજવવામાં આવે છે.

**ઢોલારાય**—પ્રધાનજી! હવણાં આ અરજદારોને સમજાવી લઇ જાઓ, પછવાડેથી તેમને માટે ઘટિત થશે, માનસિંહ, તમે પણ આ કામમાં જરા મદદ કરો.

**ગુણવંતરાય**—આવા ભવાડા રોજ અમારી પાસે આવે છે. માટે હવે તો છેવટનો કંઇ નિકાલ લાવવો પડશે.

**માનસિંહ**—મહારાજ! આ કાંઇ નવાઇ નથી, પણ મેં પેલા કપટપુરીરાય સંબંધી ખીના લખી મોકલી છે તેનો જવાબ મને કાલે મળવો જોઇયે. જો હું એના ઉપર ચઢી નહિ જાઉં તો કાંઇનું કાંઇ થઇ જશે.

( ગુણવંતરાય અને માનસિંહ વિદૂષકની મદદથી બધાને દિલાસો આપતા વિખેરી નાખે છે. )

---:o:---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—દરબાર માંહેલો માર્ગ.



**પાત્ર,—દેવાંગના, નાયિકા અને કુટિલદાસ.**

**કુટિલદાસ**—આજે બેવડિયો દારૂ પાઇને મહારાજાને ખૂબ રીઝાવજો,

પેલા સ્વાગત અધિકારિયે તમને રહેવાને ન્હાની સરખી એએક ઓરડિયો આપી તેમાં તે તમારાથી રહેવાય? આપણા કરાર પ્રમાણે મારા ઘર પાસે તમને રાખવા સારૂ, મેં એક સુંદર હવેલી બંધાવવા માંડી છે.

**દેવાંગના**—હાં, ઐસાહય! તબ તો ખુશીકી બાત હય.

**કુટિલદાસ**—જી હાં, એસા છે, આપ દરબારને જરા મીઠું મરચુ ભભરાવીને કહેજો કે, પ્રધાનજીને નાયિકાઓ ઉપર ધિક્કાર છે. તેથી એ મારૂં પણ અપમાન કરે છે. અને કુટિલદાસજી મારે માટે હવેલી ચણાવે છે તેની અદેખાઈ કરીને તેના પૈસા ઉઘરાણાથી વસુલ કરવા દેતા નથી અને દરબારી તોશાખા-નામાંથી પણ અપાવતા નથી.

**દેવાંગના**—બહોત ખૂબ, મય દરબારકો અયસા પેંચડાઉંગી કિ ઉસકો એકદમ નિકાલ દેવે, ફીર ક્યા?

**કુટિલદાસ**—ને પછી મને પ્રધાન બનાવે તો જોઇ લ્યો આપની મઝા. (તેને તાલી આપે છે.)

**દેવાંગના**—જી હા, યહ બાત તો બહોત અચ્છી હે.

**કુટિલદાસ**—તોશાખાનું મારા હાથમાં આવ્યું એટલે તારે ત્યાં ટંકશાળ ચાલી.

હીરા મોતીના હાર, આ કોટમાં ઝલકાર,
જે કરે મના, તેને કરૂં ફના, ભાત ભાત કેરી સાડી,
ભરી મોકલું ગાડી;
પણ આવ ઓ બાંકી, થા જરા વાંકી, આપ મને કૉલ કે
ફરે ન બોલ,
કર રાજાપર દાવ તેને પ્રેમે પલટાવ.

**દેવાગના**—ઠીક હય, મુઝે કુછ કહના ન હોગા.

**કુટિલદાસ**—તમારો તાંજોરનો નાચ તો તોબા, મને ઘડિયે ને પલકે તે સાંભરે છે. ને તમારી ઘુઘરિયોના નાદે તો મને તમારે નાદે ચડાવી દીધો છે.

**દેવાંગના**—અયસા હય?

**કુટિલદાસ**—જી હાં એસા ને વળી કેસા કે આ તમારી આંખો તો મારા કલેજા પાર નીકળી જાય છે. રાજાજી હવણાં આપને બોલાવશે તેટલી વારમાં જરા નાચી તો બતાવો.

**દેવાંગના**—જયસી આપકી મરજી.

**કુટિલદાસ**—હું આપનો અહેશાનમંદ છું ઉંમરભરજી.

**દેવાંગના**—( ગાઈ નાચી કુટિલદાસને ખુશ કરે છે ) દેખોજી અબ મય દરબારકે પાસ જાતી હું, લેકિન કહેનેકી એકબાત યહ હયકે આપકે રદ્દ નાલાયક દિવાનકો રૂખસત કરાના ઔર ઉસકી જગાહપર આપકી નેમનોક હોની ઐસા એક પરવાના લિખવા કે જેકલીકી સાથ અભી ભેજવા દેના, ઔર સાથ સાથ દવાત કલમ ભી ભેજ દેના.

**કુટિલદાસ**—ખૂબ કરી, આપની મહેરબાનીની શી વાત કરૂં, હું આપના હુકમ પ્રમાણે પરવાનો લખાવીને હવણાં મોકલું છું.

**દેવાંગના**—દેખો કુટિલજી! એક રૂક્કા ઐસા ભી લીખવાના કિ દેવાંગનાકા મકાનકે લિયે ઉસકો એક લાખ રૂપિયા દેના, ઔર વોભી પરવાનેકે સાથ ભેજ દેના, ફીર ક્યા કરના વો સબ હમ દેખેંગે.

**કુટિલદાસ**—ઠીક ઠીક, જો લાખ રૂપિયા રૂકાના પ્રધાનજી આપશે તો હાલ બરતરફીના પરવાનાનો અમલ નહિ કરિયે.

**દેવાંગના**—કયું જી, આપ કયું ડરતે હો? લાખ રૂપયા ભી લેયેંગે ઔર આપકો દિવાનજી ભી બનવેંગે.

**કુટિલદાસ**—બહુ સારૂં, આપનો હુકમ હશે તે પ્રમાણે કરીશું.

**દેવાંગના**—(ગાય છે.) (હરિગીત ગજલ-રાગે.)

હુઇ મૈં અતિશય દીલસે અહુશાનમંદી આપકી,
નહિ સુની ઐસી કાહુકી બડભાગી પ્રીતિ–પ્રતાપકી;
કિસ તરહ માપુ ચીજ કો નહિ મિલત ઐસી માપકી,
અબ ચિટગઇ ચિત ચૂનકે ફિર ચોટ લગ ગઈ ચાપકી.

**જેકલી**—(પ્રવેશ કરતાં) ઓહો! તાનપર તાન ખૂબ મચી રહ્યો છે!

**કુટિલદાસ**—(એક બાજુએ) ને તારાં નયનનાં બાણ મારા હૃદયમાં ખૂંચી રહ્યાં છે; કેમ જેકોર ભાભી.

**જેકલી**—જો વળી! મને ભાભી બાભી ક્હેશો નહિ. હું તો હવે રાણી છું

**કુટિલદાસ**—(એક બાજુએ) વાહ રે મારી રાણી.

**જેકલી**—હું તો રાજાની રાણી. હવે તમારે લેવા દેવા નહિ. હાકે!

**કુટિલદાસ**—પણ દરબારમાં મેં તને આણી,
તે લેતી નથી જાણી?
હવે ના થા અજાણી.

**જેકલી**—હવે જાણી જાણી તમારી વાત,
આ લટકાળીની જાત્
તેની પડી તમમાં ભાત્. (દેવાંગના ભણી જોઇને)

હવે તમારો નાચ બંધ કરો, આપ થાકયાં હશો. રાજાજી વળી નચાવશે તો વધારે થાકશો, આવા માણસ આગળ બહુ ચાળા કરિયે નહિ. પધારો અંદર, મહારાજ આપને યાદ કરે છે.

**દેવાંગના**—(બંદગી કરીને જાય છે.)

**કુટિલદાસ**—(જેકલીને રોકીને) ઓ અલી જેકોર રાણી,
તું તો મારા ભાણાની ભાણી,
પણ આ તારી આંખ કાણી
એ તો કોઇયે ના જાણી.

**જેકલી**—ખબરદાર જો એમ કહ્યું તો, હવે તો હું રાજાની માનીતી થઈ છું.

**કુટિલદાસ**—અને એટલા જ માટે જરા ફાટી ગઈ છું. મારા લાભની વાતો તું રાજાજી આગળ બરાબર ક્‌હેતી હોઉં એમ મને લાગતું નથી.

**જેકલી**—એમ કેમ વારૂ ?

**કુટિલદાસ**—એમ કેમ તે એમસ્તો. રાજાજીને રીઝવવા માટે લોકોનાં બઈરાંને આપણે ફિટાવિયે

તેનો એ ન માને મારો પાડ,
કે ન લડાવે તમને લાડ
પણ ઉલટી પાડે અવળી ધાડ.

**જેકલી**—આ નાચણનું લફરૂં તમે રાજાજીને લગાડયું
એટલું પૂરેપૂરૂં મારૂં બગાડયું,
એ નથી પૂરો મને બદતો પણ કાંઇક વધારયું છે મારૂં કદ તો.

**કુટિલદાસ**—ત્યારે તારે શું જોઇયે બીજું,
હું કહિ તને ન ખીજું;
એમાં માન મારો પાડ,
હું લડાવું તુજને લાડ
ભલે આવતી મુજપર ધાડ,
પ્રધાન માટે ખણિયે ખાડ.

**જેકલી**—હાં ઠીક સંભાર્યું, તમારા શીખવ્યા પ્રમાણે મેં પ્રધાંન માટે ખૂબ ભરાવ્યું છે. આપણે જે બાયડિયોને પજવી હતી તે બધું રાજાજીને માટે હતું એ મેં વગતવાર જણાવી દીધું છે. ને માનસિંગ માટે તો એવાં મરચાં ભભરાવ્યાં છે કે હવે જો તમારામાં દમ હોય તો એમની વદાયગીરી થવાને વાર લાગે એમ નથી.

**કુટિલદાસ**—શાબાશ મારી જેકલી. જો સાંભળ, તને રૂપાળી કરવાને મેં એક ઉપાય કરચો છે. આ તારી કાણી આંખ છે, તે ખોતરી કૂહાડીને એક નવો ડાકટર આવ્યો છે તે મૃગલાની એક સુંદર આંખ તેમાં બેસારી દેશે, એટલે તું છું તો રૂપાળી પણ કાંણી આંખને લીધે જરા કદરૂપી જણાઉં છું તે નીકળી જશે તારી ખાંપણ; પછી ખૂબ નચાવજે પાંપણ, કે જેથી રાજાજી પણ રીજે, ને રીજ તને દીજે, પછી પ્રેમપાન પીજે.

**જેકલી**—એવી આંખ ડાકટર ક્યારે બેહારશે? કાલે હવારે છ ઘડી દાઢો ચડતાં મને નવરાસ છે.

**કુટિલદાસ**—ત્યારે તેજ વેળાએ ડાકટરને હાજર રાખીશું.

———:o:———

## પ્રવેશ ૩જો.

### સ્થળ—દરબારનું શયનગૃહ.



પાત્ર—ઢોલારાય અને દેવાંગના.

**ઢોલારાય**—આઇયે જી, થોડાસા શરાબ લીજિયે.

**દેવાંગના**—આપ લીજિયે. (તેને પ્યાલો પાય છે) જહાંપનાહ! આપકે દરબારકી રંગત કુછ ઔર તરાહ નઝર આતી હય.

**ઢોલારાય**—એવી કેવી આંખમાં આવે છે.

**દેવાંગના**—કુટિલજી રહેનેકે લિયે અચ્છા મકાન બનવાતા હય પ્રધાનજી ઐસા કંજુસ હયકે કુચ્છ કહેનેકી બાત નહિ હય. ભલા કુટિલજી ઇધિર ઉધરસે પયસા મિલાતા હય ઉસકો ભી ખૂબ સતાતા હય. અપને યહાં જયસા મામલા ચલ રહા હય વૈસા હમેં કહીં કભી નહિ દેખા. મૈં આપકો જાહીર કર દેતી હું

કિં અગર જો તાકીદસેં મેરા મકાન તૈયાર નહોગા તો મૈં ઈધરસેં ચલી જાઉંગી.

**ઢોલારાય**—ના રે ના, એમ તે થતું હશે, તમે ગયાં એટલે મારો જાન પણ ગયો, તમારે માટે હવેલી હાલ હાલ ચણાવી દઇશ. કેમ બાઈ! હવે રાજી થિયાં?

**દેવાંગના**—લેકીન પૈસે તો દીવાનજીકે પાસ હૈં, અપની પાસ કયા રખ્ખા હૈ? મૈં આપસેં પૂછતી હું કિ ઐસા બદમાશ દીવાન આપ કાંહાંસે ઢુંડ લાયે?

**ઢોલારાય**—અરે મારાં વ્હાલાં બાઇ! એ તો ખૂબ જૂના છે ભાઈ.

**દેવાંગના**—તબ ઉસકો નિકાલનેકા કુચ્છ તરકીબ ઢૂંડના ચાહિયે. અપને કુટિલજી ઉસસે બહુત લાયક હૈ. ઉસકો દીવાન બનાદો, ઔર ઈસ બદમાશકો નિકાલદો. (એક બાજુએ જેકલી પ્રવેશ કરે છે તેની પાસે ગુણવંતરાયની બરતરફીનો પરવાનો છે અને એક લાખ રૂપિયા દેવાંગનાને આપવાનો રૂક્કો છે. દવાત કલમ એક તાકામાંથી આણી પાસે મૂકે છે અને ઢોલારાયના નામની મ્હોર પણ ત્યાં પડી હતી તે પણ રજુ કરે છે.)

**ઢોલારાય**—હું એજ વિચારમાં છું, જરા તાલ જોઉં છું.

**દેવાંગના**—તાલ દેખનેમેં કુછ માલ નહિ, નિકાલ દો.

અભી હી અચ્છા વખ્ત હૈ નિકાલ દો,
યે લીજીયે પરવાના સહિ મ્હોર દો.
ઈસ રૂકકે પર ભી સહિ મ્હોર દો.

મૈં આપસેં પૂછતી હું કિં આપ ગાફેલ તો નહિ હોં? યે દોનુ ખતેકો પઢકર ફીર જો કુછ કરના, કીજીયે. આપ પઢિયે, કોઇ બદનામ કરેગા, નશેકા જોશ કહેગા.

**ઢોલારાય**—(બંને કાગળો જોઇને પછી દેવાંગનાને આપતાં, આપ પઢિયે.

**દેવાંગના**—રૂઈકી મિસાલ મુલાયમ ગૂજરાતી જબાન મેરે મુહસે નહિ નિકલ શકતી હૈ. જેકોરબાઇ! આપ પઢિયે.

**જેકોર**—કેમ મહારાજ! હું પઢું કે?

**ઢોલારાય**—હાં તમે પઢો.

**જેકલી**—( વાંચે છે ) પ્રધાનજી

**તાંજોર**નાં બાઇ દેવાંગના. અમારી કચેરીની નાયિકા છે તેને રહેવાને એક હવેલી બંધાવી આપવાનો પ્રથમથી જ કરાર છે; અને તે કામ અમારા આપ્તમંત્રી કુટિલદાસને સોંપવામાં આવ્યું છે. માટે હાલ રૂપિયા એક લાખ આ રૂક્કાની રૂઇયે તાકીદથી તેમને આપવા. ફાગણ શુદિ ૧૫ ( એક બાજુએ જોઈ ) સળગતી હોળીના દિવસે સળગાવા ને માટે ઠીક જ છે. ( ચાસન ) મહારાજ! હવે હું પરવાનો વાંચું છું—આ રાજ્યના પ્રધાન ગુણવંતરાય હવે ઘરડા થવા આવ્યા છે, અને પોતાની ઇચ્છાથી પોતાની અશક્તિને લીધે પ્રધાનનું કામ બરાબર થઇ શકતું નથી એમ પોતે જ જાહેર કરે છે. તો તેમને મુકત કરી અમારા વિશ્વાસુ આપ્તમંત્રી જે કુટિલદાસ કહેવાય છે તેમને અમે રાયની પદવી આપી હવેથી કુટિલરાયના નામથી પ્રધાનપદ ઉપર સ્થાપિયે છિયે જે વર્ષાસન હાલ ગુણવંતરાયને મળે છે તે જ વર્ષાસન કુટિલરાયને આપવામાં આવે છે. તેમજ, સેનાપતિ માનસિંહથી પણ પોતાના જોખમી અધિકારનું કામ બરાબર બજાવી શકાતું નથી. અને તેઓ પણ રૂખસત લેવાને રાજી છે, તો તેમની જગ્યાએ કુભટવીરની નિમનોક કરવામાં આવે છે. આ પરવાનાનો અમલ જેમ બને તેમ તાકીદથી કરવો. ફાગણ શુદિ ૧૫. ફરમાન શ્રીમુખ હુઝૂર.

**ઢોલારાય**—બરાબર છે. જેકોરબાઈ, તમે પણ ખૂબ વાંચ્યું હોં! તમે પણ અરધાં મુસદ્દી થઇ ચૂકયાં છો.

**દેવાંગના**—આપકે પૈરોંકે ચુંબનેવાલે કયુંકર હોંશિયાર હો ન શકે?

**જેકોર**—મારી હોંશિયારી જાણીને મહારાજાએ મને રાણી બનાવી છે. લ્યો, મહારાજ, આ બંને ઉપર સહિશિફકા આપને હાથે કરો.

**ઢોલારાય**—( તેમ કરે છે ને દેવાંગનાને આપે છે. )

**દેવાંગના**—બડી મહેરબાની હુઈ.

**ઢોલારાય**—હવે તો અમારા દરબારમાં રૂહેશોકની ? મન ડગુમગુ મત કરના હો મેરી પ્યારીજી! લ્યો ખુશાલીમાં આ એક પ્યાલો ઉઠાવો ને વ્હાલી જેકોરબાઈ! તું પણ આ એક પ્યાલો ઉઠાવીને ચાલતી થા. ( જેકલી તેમ કરી રવાને થાય છે.)

**દેવાંગના**—આપ ભી એક પ્યાલા પીજિયે રંગીલાજી !
મુઝે ભી એક પ્યાલા દીજિયે રંગીલાજી !
ફિર હમૈ આપ દોનો રીઝિયે રંગીલાજી !
ઔર મહોબતકી જ બાતેં કીજિયે રંગીલાજી !

**ઢોલારાય**—( મસ્તાન બની જતાં પ્યાલો હાથમાં લઇને )
આપ પીજિયે, ફીર મોકું દીજિયે.

**દેવાગના**—અજી ચલો, ઉઠો. અપન દોનો નાચે.

( દેવાંગના નાચે છે. ગાય છે તેમ, ઢોલારાય મદમાં આવી )

**ઢોલારાય**—મેં તો તમારા ચાકર હું, કોણ કહે છે હું ઠાકર હું મેરી જાન, દે તું તાન, મેં હેરાન, મેં હેવાન.
મેં ગુલતાન, ખોઇ સાન, મૂકી માન, કદરદાન, કરૂ ખુરબાન મેરી ઝાન, તજી દે ઇમાન, ખોઇ પ્રધાન, ફરૂ બદનામ, રાજવેરાન મેં—મેં—મેં—હું--હું-અ-અ-અ-અલી-જા-જા-જા-જાન તે તે તે તે તે રા—રા—રા—ગુ-ગુ-ગુ લા-મ, ( એમ કહી નિશાથી ઢોલારાય ચકચૂર બની તકિયે ઢળી પડે છે. )

———:o:———

## પ્રવેશ ૪ થો

### સ્થળ—દરબાર માંહેલું મંત્રાલય.



પાત્ર—ગુણવંતરાય, માનસિંહ, ઢોલારાય.

**ગુણવંતરાય**—દેવાંગનાની હવેલી ખર્ચના એક લાખનો રૂક્કો મને કુટિલે આપ્યો. તે વેળાએ તેના હાથમાં બીજો સહિ શિક્કાવાળો પરવાનો મારા જોવામાં આવ્યો. તે તેણે મને બતાવ્યો નહિ.

**માનસિંહ**—દેવાંગનાની દાસી પાસેથી આપણા હેરકને બાતમી મળી છે તેથી એમ સમજાય છે કે, એ નાયિકાએ રાજાજીને દારૂથી મસ્ત કરીને બંને કાગળોમાં સહિ શિક્કા કરાવી લીધા છે અને આપને જે કાગળ બતાવ્યો નહિ તે આપણી બરતરફીનો પરવાનો છે.

**ગુણવંતરાય**—આપણે આપણા અધિકારની દરકાર રાખતા નથી પણ પ્રજાનું ભૂંડું થશે તેની જ માત્ર કાળજી છે, અને તેથી ખસવાનું મન થતું નથી.

**માનસિંહ**—કપટપુરીના યુવરાજે એક હજાર સૈનિકો સત્વર મોકલવાને પોતાના પિતાને સવારોના ડાકથી લખાણ કર્યું છે.

**ઢોલારાય**—( પ્રવેશ કરતાં ) હા. એ વાત ખરી છે. અને એટલા જ માટે હું કહું છું કે, પ્રધાનજી ! તમે તમારી ચારૂમતી એની વેરે પરણાવી દ્યો કુટિલરાય કહેતો હતો કે, આવતી કાલે જ લગ્નવિધિ પૂર્ણ કરવો જોઇયે. નહિ તો પછી વિપરીત થશે.

**ગુણવંતરાય**—એ કામ સિદ્ધ કરવાને મને અયોગ્ય નથી લાગતું. પણ મારી દીકરી જરા આડી છે. એને સમજાવતાં વાર લાગશે. ખરી, કેમકે,—

**ઢોલારાય**—કેમકે તેને પ્રેમરાય સાથે પરણવું છે. કેવી ગાંડી ! ક્યાં પાટવી મેઘારિરાય એક રાજકુમાર, ને ક્યાં ભીખારી કુંભાર.

**માનસિંહ**—એ તો ઠીક છે, કુંભાર કોણ છે તે આગળ જતાં જણાઇ આવશે, પણ આપણને ડરાવી, દબાવી, શેહે બતાવી કામ કહાડી લેવા ધારે છે એમ શું આપણે થવા દેવું ?

**ગુણવંતરાય**—કો કાળે નહિ.

**ઢોલારાય**—લગન લાગ્યા પછી એ અમારા ને તમારા થશે. એમાં જ લાભ છે હો.

**ગુણવંતરાય**—ઠીક છે. એ વાત વિચાર ઉપર રાખી છે. પણ મહારાજ ! અમે આ વેળાએ આવીને આપને એટલા માટે તસ્દી આપી છે કે, દરબારમાં આવીને લોકોએ આપની સમક્ષ જે કેર વર્તાયાના પોકાર કરયા હતા, તેની રીતસર તપાસ કરાવતાં, મુખ્ય ન્યાયાધીશે ન્યાય કરી ઠરાવ લખ્યો છે, તે બ્હાર પાડતાં પ્હેલાં આપને વંચાવવા જેવો છે. કુટિલદાસ ચોગરદમ કેર વર્તાવ્યાં કરે છે; અને એની ટોળીના જેટલા માણસો છે તે, બધા રાજ્યના ધણી હોય એવું ખુલ્લી રીતે હવે વર્તન કરવા લાગ્યા છે. અને એવા મામલામાં વચ્ચે આપ વગોવાઓ છો.

**ઢોલારાય**—એ શી રીતે ?

**માનસિંહ**—ખાનગી તપાસ કરવામાં હું સામેલ થયો હતો. તે એટલા માટે કે તેમાં કાંઇ ખોટી મેળવણી થાય નહિ. જે સાચું હતું તેજ નીકળી આવ્યું છે અને બધું આપને માટે અને આપની સામેલગીરીથી કરવામાં આવ્યું છે એવી જુબાનિયો પડી છે.

**ગુણવંતરાય**—મહારાજ ! આપના અંતઃપુરને શોભે એવી રૂપાળી રાણિયો છતાં, નાયિકાઓ રાખવી, અને તેની પછવાડે લાખો

નાં ખર્ચ કરવાં એ યોગ્ય ગણાય નહિ. દેવાંગનાની હવેલી માટે એક લાખ રૂપિયાના રૂક્કામાં આપના હાથથી સહિ મ્હોર થએલી છે?

**ઢાલારાય**—હા, થઇ છે. તેમાં તમારે દરમિયાનગીરી કરવાનું કારણ નથી. એ તો અમારૂં અંગત ખર્ચ છે.

**ગુણવંતરાય**—આપના આવા અભિપ્રાય સાથે અમો મળી શકતા નથી. રાજ્યનું તોશાખાનું એ ખાનગી મીલકત નથી.

**ઢાલારાય**—( ક્રોધાવેશમાં ) ત્યારે શું તમારા બાપની છે?

**ગુણવંતરાય**—આપની પ્રજાની છે, તેમના સુખાર્થે તેનો ઉપયોગ કરવા માટે છે. નાયકણો નચાવવી એ આપના અંગનું ખર્ચ છે, અને અંગ ખર્ચ માટે પંદર લાખની ઉપજનો એક આખો મહાલ, પરાપૂર્વથી, ખાનગી ખાતે રાખવામાં આવે છે. તે ઉપરાન્ત આપનાથી રાજ્યના ભંડારમાંથી કાંઈ પણ ઉપાડ થઈ શકે નહિ અને ત્યાંથી ઉપાડ કરવાને પ્રધાનનો સહિ શિક્કો થયેલો રૂક્કો હોય તો જ ઉપડી શકે એવું રાજ્યધોરણ છે.

**ઢાલારાય**—અને હું ધણી ને મારો કરેલો રૂક્કો ચાલે નહિ, કાં વારૂ?

**માનસિંહ**—મહારાજ! આપ માલિક છો ખરા, પણ ખરો વહિવટ તો પ્રધાનજી કહે છે એમ જ છે, અને એમાં કાંઈ ગોટાળો ચાલે તો આપ જોઈ શકો. ચૌટાના વ્યાપારિયો પાસેથી પૈસા ઝુંટાવી લઇને હવેલીનું કામ કુટિલદાસ ચલાવે છે, અને તેમાંથી પણ ઘણી રકમો ઉચાપત કરી ગયો છે, એ વાત સાબિત થઇ ચૂકી છે, લાખ રૂપિયા પણ જો કુટિલદાસને આપ્યા તો તે ઓઇયાં કરી જનારો છે.

**ઢાલારાય**—મેં હુકમ કર્યો છે, તેથી એ રૂપિયા હવેલીના ખર્ચમાં જ વાપરશે એમ હું બરાબર જાણું છું.

**ગુણવંતરાય**—પણ નાયિકાની હવેલી સાથે રાજ્યને કશો સંબંધ નથી, હું ચોખ્ખું કહું છું કે રાજ્ય ભંડારનો હું જવાબદાર છું તેથી મારાથી રાજ્યના લાભ ઉપરાન્તના ખર્ચ માટે એક દોકડો પણ અપાશે નહિ.

**ઢોલારાય**—એમ કે? તમને બીજો પરવાનો કુટિલરાયે આપ્યો છે?

**ગુણવંતરાય**—ના જી, એની પાસે બીજો હતો ખરો; પણ તે મને બતાવ્યો નથી.

**માનસિંહ**—તે પણ એવા જ પ્રકારનો હશે.

**ઢોલારાય**—જે પ્રકારનો હશે તે હવેથી જણાઇ જશે.

**માનસિંહ**—લોકોની મા દીકરિયોની લાજ લૂંટાય છે. અને એ બધું આપને માટે થાય છે એવું તપાસતાં નીકળી આવ્યું છે. આપના શયન ગૃહમાં જે સ્ત્રિયોને ત્રાસ વર્તાવી દાખલ કરાવામાં આવેલી તેઓની જુબાનીમાંથી ખુલ્લું જણાઈ આવે છે. અને તેઓને કોટવાળ આપના હુકમથી કેદ કરી રાખે છે, એવડુ બધુ ત્રાસદાયક તોફાન શા માટે થાય છે?

**ગુણવંતરાય**—જેથી આપનું નામ વગોવાય એવું અઘટિત કૃત્ય આપે કરવું જોઇયે નહિ.

**ઢોલારાય**—તમે બંને જણા મને દબાવવાને આવ્યા છો એમ સંમજાય છે.

**ગુણવંતરાય**—અમે રાજ્યના ખેરખાહ નોકર છિયે. તેથી અમારો ધર્મ બજાવવા અમે આવ્યા છિયે. એ અમે ચોખ્ખે ચોખ્ખું કહિયે છિયે કે, આટલા દિવસ આંખ આડાકાન કરીને જ્યાં ત્યાં નિભાવ્યું છે, હવે અમારાથી નિભાવી શકાય એમ નથી.

**કુટિલરાય**—મહારાજ ! દરબાર ભરાવાની બધી ગોઠવણ થઈ ચૂકી છે. આપ ત્યાં પધારો; ખુશાલીની મિજલસ બરખાસ્ત થયા

પછી પ્રધાનજીના કથનનો અને શીખામણુનો નીકાલ લાવવાને સુગમ પડશે. (ઉઠીને જવા માંડે છે. બધા કચેરીમાં જાય છે.)

ઢોલારાય—(કાનમાં) પાકી ગોઠવણુ થઇ છે ખરીકની ?

કુટિલદાસ—(કાનમાં) જી, હા. દરબારગઢને નાકે પરિપૂર્ણુ ગોઠવણુ છે.

———:o:———

## પ્રવેશ ૫ મો

### સ્થળ—દરબારસ્થાન.



**જન્મ તિથિને લીધે ઢોલારાયની પૂર્ણ કચેરી ભરાઇ છે.**

દેવાંગના—(નૃત્ય કર્યા પછી ગાય છે)

તાના નીત્રુમ તનન દેરનાં
તાનાનુમ તાનાનુમ. તાનાનુમ તાનાનિત્રુમ　　ટેક.
તનુન તનુન તાના નિત્રુમ નીરનું તાના દીરનું
દીરનું–દીર દીર તોમ તોમ તનન તનન તનન
　　　　તનન તાના નીત્રુમ.
થાથા થેઈયાં. થનન થેઈયાં
કેવું રાજ મળ્યું આજ થયું કાજ　　થાથા.
રમુજ રમુજ મહારાજા માણિયે
ઈશ રીશ આપ કાપ કડડડડડ થનન થનન　　થાથા.
જુઓ ભાગ્યદેવી કેવી એ ભુલાવે લલચાવે　　જુઓ.
અવળ સવળ સમજાવે ભમાવે　　જુઓ.
પ્રથમ જીત્યા એમ જાણુ કરાવી
પ્રાણુ લઈ પછી પટકાવે મરાવે.　　જુઓ.

વિદૂષક—(નાચ થઇ રહ્યાપછી ઉભો થઇને) નજરાણો કરવો છે ત્યારે આજે દરબારમાં આવવા દીધા છે. પાંચ રૂપિયાનો ડામ તો દીધો. તેના બદલામાં ખરૂં કહેતા આવ્યા છિયે તે તો કહેવુંજ.

કવિત.

જન્મતિથિ આવે જ્યારે, વિવેકી વીમાસે ત્યારે
ખોટું જે જે કીધું તેનો, પસ્તાવો પૂરો કરે.
સારૂં જે જે કીધું તે તે, સંભારીને રાજી થાતાં
વરસ દીપાવ્યું માની, આનંદ ઉરે ધરે.
હાવું હાવાં થાતું નથી, પ્રજા દુઃખ જાતું નથી,
સારાથી સ્હેવાતું નથી, આવા આજે ઘાટ છે.
આચરણ અવળાં છે, અજંપો અતિશે થાય
જાણે ન જરાય આ તે ખાટ છે કે પાટ છે.

રાજકવિ—ભલી વાત ભાખિયે તે, ઉરમાંહે ઉતરે ના
કડવી ને તીખી માની, થુંકી તે નંખાય છે.
અવગુણ ઉંચા મૂકી, ખોટા ગુણ ગાય તે તો.
પળાઈ પોશાઈ પૂરા, પ્રેમથી પૂજાય છે.
અંધેરી નગરી વિષે, ટકે શેર ખાજાં અને
ટકે શેર ભાજી ભાઈ, સરખાં વેચાય છે.
કુશળ કસાઇ ઘેર, ધાડ પડે ધર્મી ઘેર
એવી અનુભવી કહેણે, કુથળી કથાય છે.

બીજો કવિ—મનને મનન કરી, વશ વરતાવવાનું
તેને સટે બ્હેંકયું બહુ, પાપમાં પ્રેરાય છે.
સારાને નઠારા તણું, તોળવાનું ત્રાજવું તે
અનીતિના ઘટ્ટ ઘેરે, ઘણું તે ઘેરાય છે.
નાનાવિધ વિકારોમાં, રચ્યુંને પચ્યું રહીને;
ફજેતી ફાળકે ચડી, ફાટી ફજેતાય છે
માની મન વાનરને, વશ બંધે બાંધ્યા વિના
નિરંકુશ કરી ફાવ્યા ફંદમાં ફેંકાય છે.

**કુટિલરાય**—આનંદના દરબારમાં આ પ્રમાણે મહારાજને અપમાન પ્હોંચાડનારાઓની જીભ કાપવી પડશે.

**કુભટવીર**—( ઉભો થઇને ) હા, એમજ કરવું પડશે. ( એમ કહી વિદૂષક પાસે જઈ તેને પકડે છે અને તેની જીભ કાપવા જાય છે )

**માનસિંહ**—( ઉભો થઈને ) દરબારમાં એવું અપકૃત્ય નહિ થાય. ( વિદૂષકને છોડાવવા જતાં બાઝમ બાઝા થાય છે )

**ગુણવંતરાય**—( માનસિંહની મદદે જતાં ) આવી અમર્યાદ વર્ત-ણુક ચલાવો નહિ.

**કુટિલદાસ**—( સીસોટી વગાડે છે એટલે તૈયાર રાખેલા સૈનિકો બંને બાજુએથી પ્રવેશ કરે છે. એક જ વેળાએ, સૈનિકો દોરડાના બંધ ગુણવંતરાય અને માનસિંહના શરીર ઉપર નાંખીને તેમને કબજે કરે છે.)

**ઢોલારાય**—આપણે ધારેલું કૃત્ય પૂરૂં થયું. કુટિલરાયજી ! તમને આજે પ્રધાનપણાનો અને કુભટવીરને સેનાપતિનો પોષાક આપવામાં આવે છે. ( પોષાક રજુ થતાં અપાય છે )

**ચોપદાર**—પ્રધાનજી કુટિલરાયજી ઘણું જીવો. સેનાપતિ કુભટ-વીર ઘણું જીવો. ( દરબાર બરખાસ્ત. )

[ ગુણવંતરાય અને માનસિંહ તથા તેમના પક્ષના મુખ્ય ન્યાયાધીશ આદિને કારાગ્રહમાં પૂરવા લેઈ જાય છે.]

**કુટિલરાય**—( જતાં જતાં )

**કદાવ.**

કપટનો યાર, ભિરૂ ભયકાર,
થયો આ વાર, પણ ન દરકાર,
કતલ કરનાર, ધિરજ ધરનાર,
અસિ ઘસનાર, અરિ હણનાર,

નથી ચળનાર, નથી ખળનાર,
નથી જળનાર, નથી ગળનાર,
નથી ડરનાર, નક્કી છળનાર,
ખરો પળનાર, હણી મરનાર.

(જાય છે.)

———:o:———

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થળ—અંતઃપુરમાં સુમતિદેવીનો આવાસ.



પાત્ર—સુમતિદેવી અને સુભગા.

(સોરઠો)

**સુભગા**—ચતુરાઈ ચૂલે પડે, સામું નહિં ચતુર:
ચતુરા પણ ચિત ક્યમ ચડે, પરવશ પ્રિય ભરપૂર.

(દુહો)

**સુમતિદેવી**—અતિ સુંદર વળી બહુ ચતુર, એવાં પરખ્યાં આપ;
તો પણ પિયુજી નવરીઝયા, (એ) પેલા ભવનાં પાપ.

**સુભગા**—હજીપણ આપણે હારવું નહિ. એમને રીઝવવાને જેટલું બને તેટલું કરવું પણ—

(સાખી)

જેવાંશું તેવાં થવું, તો કંઈ વલણ કરાય;
તેમાં પણ ફાવ્યાં નહિ, કુટિલ હૃદય ન હરાય.

**સુમતિદેવી**—મને પણ એમ જ સમજાય છે. (ઘંટનાદ કરે છે શામી વડારણ પ્રવેશ કરે છે.) શામી! જા તો, જોઈ આવ,

મહારાજ ક્યાં બિરાજે છે ? લાગ આવે, ને મળે તો વિનવજે, કે આપનું પૂજન કરવાનો સમય થયો છે. ( શમી જાય છે મહારાજ દરબાર માંહેલા એક માર્ગે સિધાવતા હતા તેમને લઈ આવે છે, રાણિયો તેને માન આપી નમન કરે છે )

**ઢોલારાય**—(પ્રવેશ કરતાં ) કુટિલરાય મારી રાહ જોતા બેઠા છે, તેથી મને અવકાશ નથી, મારો વિચાર એવો છે કે, આ વરસથી મારૂં જન્મોત્સવનું પૂજન તો દેવાંગના પાસે કરાવવું.

**સુમતિદેવી**—( કોપીને ) દેવાંગના ! દેવાંગના કોણ ? મહારાજ ! આ શું બોલો છો ? મહિષી તો હું છું.

**સુભગા**—હાજી, આપ તો રાજ્યનાં દેવી, અને રાજ્યના મહાન વિધિ, જે મહિષી સાન્નિધ્ય થવાના હોય તેમાં ફેરફાર કરવાનો અધિકાર કોઇને પણ નથી. માટે મહારાજ ! અમારૂં બીજી સર્વ વાતે અપમાન થતું આવ્યું છે તે અમે વેઠતાં આવ્યાં છિયે પણ—

**સુમતિદેવી**—પણ કુળદેવતાના આશીર્વાદ પ્રાપ્ત કરવા, આપનું કુશળ ઇચ્છવા, અને અમારૂં દીર્ઘ અહેવાતન પ્રાપ્ત કરી લેવાનો વિધિ તો અમારે આવાસે જ થાય છે.

**સુભગા**—આપનું પૂજન તો અમારે હાથે જ થવું જોઇયે, આપને અમે બહુ ખોટી નહિ કરિયે.

**સુમતિદેવી**—બીરાજિયે મહારાજ, આ આસને.

**ઢોલારાય**—આ સામગ્રી હું તૈયાર દેખું છું, તો વાર નહિ થાય. કરો ઉતાવળાં મારૂં પૂજન.

**સુમતિદેવી**—અમે કુળદેવતાનું પૂજન, વિધિપૂર્વક અગાઉથી કરાવ્યું છે. તેથી વાર નહિ થાય.

**સુભગા**—અમારાં મ્હોટાં ભાગ્ય, બ્હેન મહિષી ! લ્યો આ કંકાવટી.

**સુમતિદેવી**—( ચાંદલો કરી પૂજન કરે છે. )

**ઢોલારાય**—તમે મહિષી-પટ્ટરાણી માટે આ પૂજનનો તમારો પ્રથમ અધિકાર.

**સુભગા**—હા મહારાજ, અને મારો અધિકાર એમના પછી. હવે હું આપનું પૂજન કરૂં છું. ( પૂજન કરે છે )

**ઢોલારાય**—( પૂજન થઇ રહ્યા પછી ) ત્યારે હવે ત્રીજા નંબરે દેવાંગના અને ચોથો નંબર જેક........( જવા માંડે છે. )

**સુભગા**—બ્હેન મહિષી ! પ્રસાદ આરોગાવાનો વિધિ તો રહી જાય છે. અને વરજી તો રાંડોની મરજી ઉઠાવવા ચાલવા માંડે છે.

**સુમતિદેવિ**—( તેને વારીને ) મહારાજાના પ્રસન્ન વદનની મને એવડી બધી મોહિની લાગી છે કે, બ્હેન સુભગા ! હું તો ભાન જ ભૂલી ગઇ છું. ( સ્વગત ) ગમે તેવું બ્હાલ કરિયે પણ લેખતા જ નથી.

**સુભગા**—( હસીને ) આપના જેવાં સમર્થ બળવાળાં ભાન ભૂલી જાઓ છો તો પછી મારા જેવી મોહી જાય એમાં શી નવાઇ ?

**ઢોલારાય**—ઠીક કહ્યું મારાં રાણીજી. ઓહોહો ! ઓલી મ્હારી કેવી મરજી સાચવે છે ?

**સુમતિદેવી**—અમે પણ મન સાચવવામાં કાંઈ ઉતરિયે એવાં નથી.

( દુહો. )

**સુભગા**—કોકિલ આમ્રરસે રીઝે, કાક સમીપ પણ તોય
સુરસ તજી રીઝે બીજે, હઠે ન રીઝવે કોય.

**સુમતિદેવી**—લીજિયે, આરોગિયે, મારા વ્હાલા ! આ પ્રસાદી પ્રેમની. ( કોળિયો મોંમાં મૂકે છે. )

**સુભગા**—અહો પ્રાણના આધાર, મારા હૈયા કેરા હાર,
આપ મુખમાં લીજિયે, મિષ્ટ છે આહાર.

(રાજાના મુખમાં કોળિયો મૂકે છે.)

**સુમતિદેવિ**—અહો મારા જીવનહારા, નયન કેરા તારા, હો રાજ
લીજિયે આ કવળ દાસી હાથનો.

(કવળ મ્હોંમાં મૂકે છે.)

**સુભગા**—અહો લગનના લગાડનાર, દુઃખના વિદારનાર;
લીજિયે આ પ્રેમ કવળ પ્રીતનો.

(કોળિયો મ્હોંમાં મૂકે છે.)

**સુમતિદેવિ**—પાંચમો કવળ પૂરા પ્રેમનો હો રાજ!
વર વહૂના નિયમિત નેમનો.
આરોગિયે, આરોગિયે વ્હાલા પૂરો વ્હાલ ધારી,
અમો ઉપર દ્રષ્ટિ સારી, નયન બાણુ નાંખી કારી,
હૃદય મારાં દિયો ઠારી, મારા પ્રાણના શિકારી,
લીજિયે આ કવળ, શકુનિયાળ ભારી.

(પાંચમો કોળિયો ખવરાવે છે, પાણીથી મુખપ્રક્ષાલન કરે છે, રૂમાલે મુખ લુંછે છે.)

**સુભગા**—આપનો, આપનો, આપનો, હો રાજ!
(દાઢિયે હાથ ફેરવે છે.)
વારો આવ્યો હવે આપનો—
કવળ મહિષીને, ભાવે આરોગાવિયે,
(વાસણ ધરે છે.)
આવો મારાં મીઠાં બ્હેન, મુખધરી લીજિયે,

**ઢોલારાય**—(ખવરાવવાની અગત્ય પડતાં)

લ્યો ત્યારે હું પણ સાટું વાળું છું. આ કવળ તમારા મોંમાં ઘાલું છું.

**સુમતિદેવી**—(કવળ મુખમાં લેતાં)

(સાખી)

ધન્ય ભાગ્ય દાસીતણાં, ધન્ય દિવસ સુખકાર;
ધન્ય ઘડી આ પ્રેમની; થાઓ જયજયકાર.

મહારાજ! હવે સુભગાને પાવન કીજિયે. (સુભગાને) વ્હાલી બ્હેન! આપો આ કટોરો મારા હાથમાં. (કાળિયો કરી રાજાના હાથમાં આપે છે.)

**ઢોલારાય**—લીજિયે મારાં ન્હાનાં રાણી, મેં તો તમને ભાવે આણી,
જાણીતી તે દી બહુ શાણી, હવે તો મેં પૂરી જાણી,
મારી રાણી, લીજિયે આ કાળિયો થઇને શાણી.

(સોરઠો)

**સુભગા**—દિજીયે દિવ્ય પ્રસાદ; સુખ પાવન મારૂં થશે;
પ્રકટ પ્રેમનો માદ, યાદ કરી અંતર ઠરશે.

(સાખી)

**બંને સાથે**—વ્હાલ વધાર્યું વાલમે, જય કુલદેવી માત!
આશિષ દઇ બતલાવજો, પ્રીતે અગણ પ્રભાત.

**સુમતિદેવિ**—ધારો તો પાંચ પાંચ કાળિયાનો છે, પણ હવે અમે આપને વધારે તસ્દી આપવાને ઇચ્છતાં નથી.

**ઢોલારાય**—ત્યારે હવે હું જાઉં છું, મારૂં પ્રિયમંડળ ખોટી થાય છે.

**સુભગા**—મહારાજ! પૂર્ણ વિધિ થવામાં, હવે ડાંડિયા રાસ બાકી છે. આપના પ્રિયમંડળ જેવું સુખ અમે પણ આપી શકિયે એવાં તો છિયે, જો આપ પ્રસંગ આપો તો.

**સુમતિદેવી**—જૂના સમયના આવા પ્રસંગ એટલા માટે જ ચાલતા રહ્યા છે.

(ઘંટનાદ કરેછે, ડાંડિયા સહિત સ્રિયો હાજર થાયછે; રાસનો પ્રારંભ થાય છે.)

[ ડ્રોપ. ]

---

## પ્રવેશ ૭ મો

સ્થળ—દરબારમાં શયનગૃહ.



પાત્ર—જેકલી-ઢાલારાય-પછવાડેથી પાંચ પરબારી સ્રિયો, અને સુભગારાણી

**જેકલી**—રાજાજી! કુટિલરાયે ચાર રૂપાળી બાયડિયો મોકલી છે.

**ઢાલારાય**—ચારેને રજુ કરીને તું ચાલતી થજે હોં; નહિ તો, તારૂં વગોણું થશે.

**જેકલી**—બહુ સારૂં, (ચાર સ્રિયોને રજુ કરીને રવાના થતાં) ઓલી એક પાંચમી આવે છે, એ હંભાળવા જેવી લાગે છે.

**ઢાલારાય**—તમે ભલે પધાર્યાં. (ચારેને નિહાળીને જુએ છે.) તમે કોણ છો?

**પાંચમી**—ઉંહ. (ઘુમટો વાળી વેગળે ખશી જાય છે.)

**ઢાલારાય**—(પ્હેલીને) તમે કોણ?

**પ્હેલી**—હું તમારી સગી મા, ને તમે મારા મ્હોટા ભા. સમજ્યા રાજાજી!

**ઢાલારાય**—(બીજીને) તમે કોણ?

**બીજી સ્ત્રી**—હુ તમારી વ્હાલી બ્હેન, મારાપર આણો ન ફ્હેન.
ભાઈ પસલી આપો કાંઇ, મારા વ્હાલા વ્હાલા ભાઈ!

**ઢોલારાય**—વારૂ ઠીક. (ત્રીજીને) ત્યારે તું કોણ?

**ત્રીજી સ્ત્રી**—

સોરઠો

પ્રજા પિતા છો આપ, તેથી હું છું દીકરી,
તમે અમારા બાપ અમે તમારાં દીકરી.

**ઢોલારાય**—છટ્, છટ્, (ચોથીને) પણ તું કોણ વારૂ?

**ચોથી સ્ત્રી**—હું તમારી વ્હાલી વહૂ, ને તમે મારા વ્હાલા વર.
આવો મારા વ્હાલા વર, હું તમારૂં ઘાલું ઘર.
(ભેટવાને હાથ ઉંચા કરે છે.)

**ઢોલારાય**—ત્યારે તો ઠીક. (તેને ભેટવા જાય છે.)

**ચોથી સ્ત્રી**—(ખસી જઇને) ભેટતાં પ્હેલાં એક વાર તમે મને ક્હો કે મને રાણી બનાવશો કે રાણો? (ઓઢણું કહાડી નાંખીને અણિયાળા બખતર સહિત રાજાને ખૂબ ભેટીને દબાવે છે. અણિયો પેશી જતાં રાજા પોકાર કરે છે.)

**જેકલી**—(બૂમો સાંભળી દોડી આવીને) વાહરે! આ તો ખૂબ પરેમ બતાવે છે, ને આપ બૂમો ચમ પાડો છો?

**ચોથી સ્ત્રી**—(રાજાને છોડી દઈને) પ્રેમનો ઘા આકરો લાગે છે માટે. જો હું તેનો અનુભવ તને કરાવું (જેકલીને છાતી-સરસી ચાંપે છે. તે બૂમરાણુ કરે છે. ત્રણે સ્ત્રિયો રાજા ઉપર ધશી જઇને તેને ખૂબ આદાપાક આપે છે.)

**જેકલી**—(બૂમો પાડીને) રાજાજી! આ તો ભાયડો નીકળ્યો. નથી બાયડી.

**ચોથી સ્ત્રી**—(રાગ કહાડીને) હાય હાયરે! મારી બાયડી, ભીડું છાતિયે વ્હાલી બાયડી. (ખૂબ દબાવે છે.)

**ઢાલારાય**—રાંડ! તેં તો કપટ નથી કર્યું?

**ચોથી સ્ત્રી**—હાજી હા. એણે જ પોતાનાં કપડાં મને પ્હેરાવીને પ્રેમ કરવા આણ્યો છે. (ફરીને રાજાને બાથમાં ઘાલે છે. જેકલી લાગ જોઈ નાશી જાય છે. પણ પાંચમી સ્ત્રી તેને પકડી પાડે છે. અને એક થાંભલા સાથે બાંધી દે છે.)

**સુભગા**—(દોડતી આવી રાજાનો ભવાડો જોઈ) મહારાજ! આ શું? મને મારાં સુમતિ બ્હેન ક્હેતાં, પણ આટલી બધી હદે આપ પ્હોંચ્યા હશો એમ હું માનતી ન્હોતી.

**ઢાલારાય**—હવણાં તો આ ડાકણિયોને દૂર કરો અને મારા લોહી લોવાણ થએલા શરીરની સારવાર કરો. કોઇયે ખોટું તરકટ કરયું છે, ને મારી ફજેતી કરી છે.

**પ્હેલી સ્ત્રી**—મહારાણી! આપ અમારાં માતા છો. ગઈ કાલે અમને જોરાવરીથી કુટીલરાયે અહિં મોકલી, પેલા ઓરડામાં પૂરી રાખી હતી.

**બીજી સ્ત્રી**—અમે ભૂખ્યાં ને તરશ્યાં છિયે.

**ત્રીજી સ્ત્રી**—માજી! મારો ન્હાનો બાળ ધાવ્યા વિના ભૂખે ટળવળીને મરી જતો હશે. મને મારે ઘેર નાશી જવા દો.

**સુભગા**—(ચોથીને નિહાળીને જોતાં) અરે! તમે તો પુરૂષ દેખાઓ છો! બાયડીનો વેષ કેમ લીધો છે?

**ચોથી સ્ત્રી**—મને ક્ષમા કરજો, હું ને આપનો ભાઈ લેખજો. મારી આ વહુને કુટિલરાયે પકડી અને એ વાત કોઇયે મને કહી, એટલે, બાઈડીનો વેષ લઇ લાજ કહાડીને પેલી જેકલીને કહ્યું કે, રાજાજિયે મને બોલાવી છે. રાજાજી મને વ્હાલા

છે, મને તેમની પાસે તેડી જા. એટલે જેકલી રાજી થઈ એ આગળ ને હું તેની પાછળ ચાલ્યો, ને અહિં આવ્યો ત્યારે મેં આ મારી વ્હાલી વહૂને ટળવળતી જોઈ. જુઓ હું રાજાજીને વ્હાલ કરૂં છું.

**સુભગા**—(ખૂબ હશીને) મહારાજ! આપની જોડી તો બહુ સારી શોભે છે. તમે વર ને આ તમારી લાડીલી વહૂ.

**ઢોલારાય**—મારો પ્રાણ જાય છે ને તમને હસવું આવે છે.

**સુભગા**—(ગાતાં) પૂરા પ્રેમેરે લપટાય, તે તો એમ જ સપડાય.

**ઢોંગી પુરૂષ**—(ગાયનસાંધતાં)

ઝાઝા ભાવે ઝપટાય, પૂરા ખત્તા તે ખાય
જાળ માંહે ઝલાય ત્યારે તો અનુભવાય

(રાજાને જકડીને ચાંપે છે.)

**ઢોલારાય**—(બૂમો પાડે છે તે સાંભળીને સુભગાની વડારણો દોડી આવે છે. તમાસો જોઇ આશ્ચર્ય પામે છે.) રાણીજી! મને છોડાવતાં નથી ને આમ બધાં વચ્ચે મારી ફજેતી કાં કરાવો છો? મને છોડાવો.

**ઢોંગી પુરૂષ**—મારા વ્હાલાને વ્હાલ ભર્યું લાડ જો,
વ્હાલાજી વ્હાલ ના વિસારવું.

**સુભગા**—પ્હેલા દિવસનું આ લાડજો,
એ ના રાજાજી વિસારવું.

**સ્ત્રિઓ**—(ઝીલે છે.) મારા વ્હાલાને વ્હાલ ભરયું લાડજો,
વ્હાલાજી વ્હાલ ના વિસારવું.
પ્હેલા દિવસનું આ લાડજો,
એ ના રાજાજી વિસારવું.

**ઢાલારાય**—અરે, ઓ, ઓ, ઓ, ઓ, ઓઓઓ,
આ તે શું છાતિયે પેસારવું.

**ઢોંગી પુરૂષ**—પૂરા પ્રેમે માનોજી મારો પાડજો
મારૂં છે ભાવ ભરયું લાડજો.

**સુભગા**—લાડ ભાગણુ હાડ મારા વ્હાલાને વ્હાલભરયું લાડ જો.
એ તો પ્રાણુબાણુનું છે બેસારવું.

**સ્ત્રિઓ**—( ઝીલે છે ) હાય! રાયજી, હાય હાય!

**ઢાલારાય**—ના, ના, ના, અરે, ઓ, ઓ, ઓઓ.
ખશી જાને આ શી ધાડ જો.
મને થાતુ દુખ દેખી નિવારવું.

**સુભગા**—ભાવ ભરી પ્રેમની પીડા એ તો થાય છે.
રાંડોના સંગનો આ લ્હાવજો લાખેણો આમ લેવાય છે.

**ઢોંગી પુરૂષ**—જોડાતાં જીવ આમ જાય છે. (ખૂબ ભીડે છે.)

**ઢાલારાય**—મુવો હું મુવો હું, છોડોને.
આવો શું રાણીનો ભાવજો. જીવ મારો અતિ અકળાય છે.

**સુભગા**—લાડીનો લાખેણો લાવજો લેવાતાં ચિત્ત ચચરાય છે.

**ઢોંગીપુરૂષ**—જોઇ આ રાસડાનો રંગરે રાણાનો પ્રેમ મલકાય છે.

**સ્ત્રિઓ**—(ઝીલે છે.) લાડીનો લાખેણો ભાવજો,
રાણાનો પ્રેમ મલકાય છે. ઓય રાજવી. ઓય. ઓય.
(એકવાર વિખરાઇ જાય છે ને ફરી જમાવે છે.)

**ઢાલારાય**—ઓ, ઓ, ઓ, અરે ઓ.
માફ કરો લ્યો ન આમ વેર જો, કારમું આ કૃત્ય તો કળાય છે.

**સ્ત્રિઓ**—(ઝીલે છે.) ઓ, ઓ, ઓ, અરે ઓ.
માફ કરો લ્યોને આવો લાવ જો, કારમું આ કૃત્ય તો કળાય છે.

**સુભગા**—વ્હાલ થતાં બળતા તો થાય જો.
જોડાતાં જીવ જોખમાય છે.

**ઢાલારાય**—અરે ઓ ઓ ઓ ઓ
ભૂલ્યો હું હવે મુખે માફી મંગાય છે.

**ઢાંગી પુરૂષ**—(ખૂબ ચાંપતો)
ભૂલ્યો હું ડાબવાનું કામ જો.
આમ પર દારા દબાય છે. (દાબે છે.)

**ઢાલારાય**—અરે ઓ ઓ ઓ.
હદ વળી હવે તો છોડ જો, નથી રહેવાતું રડાય છે.
(ખૂબ રડે છે.)

**સુભગા**—મારા વ્હાલા વરજી! હવે આવું કામ કોઇ દિવસ કરશો જી?

**ઢાલારાય**—આપના સોગન ખાઇને કહું છું કે, આ બધું તરકટ છે, તો પણ આવું કામ કોઇ દિવસ હવેથી નહિ કરૂં. રાણીજી! તમારા ગળાના સમ ખાઉં છું. મને છોડાવો.

**સુભગા**—પેલી સડેલી નાયિકા દેવાંગના, જેણે કુટિલને વશ પડીને નામ વગોવ્યું છે, તેના સોગન ખાઓ. જે માનીતી હોય તેના સોગન ખાઇયે હું તો અળખામણી ને અણુમાનીતી છું.

**ઢાલારાય**—(ઢાંગી પુરૂષ ખૂબ દબાવે છે તેથી કલ્પાંત કરીને) ઓ રાણીજી! તમે મને ખરેખરાં વ્હાલાં છો, તેથી તમારા સોગન ખાધા. પણ એ વાત તમારે ગળે ઉતરતી નથી તો એ વ્હાલી. અરે ભૂલ્યો, એ અળખામણી દેવાંગનાના સમ ખાઇને કહું છું કે હવેથી આવું કામ નહિ કરૂં.

**સુભગા**—પેલી કુટિલા જેકલીના સમ ખાશો કે?

**ઢોલારાય**—એના સાત વાર સમ ખાઈશ. અરે! મને છોડાવો.

**સુભગા**—મહારાજ! આપે હવે સોગન ખાઇને ખરેખરૂં પણ લેવું જોઇશે.

(દાસીને) દાસી! જા તો, પેલી ગંગાજળી સત્વર લઇ આવ.

**બીજી** સ્ત્રી—ઓ માતાજી! પેલા કુટિલરાયની સંગત છોડવાનું પણ સાથે સાથે લેવરાવજો.

**ત્રીજી** સ્ત્રી—ઓ મારાં વ્હાલાં માજી! એ દુષ્ટને દરબારમાં પેસવા દે નહિ. અવળેમોંએ ગધેડા ઉપર બેસારીને નગરમાં ફેરવે, એમ કરાવો તો, આખી પ્રજા આપને આશીર્વાદ આપશે.

**બીજી** સ્ત્રી—આપને સાત કુંવર અવતરે એવી સર્વ પ્રજા આશીષ આપશે. માજી! એ કામ તો પ્હેલું કરો!

**દાસી**—(ગંગાજળી લઈ આવીને) બા સાહેબ! લ્યો આ ગંગાજળી.

**સુભગા**—(લઇને, મહારાજને છોડાવીને, તેની પાસે ગંગાજળ મૂકાવે છે.) બોલો મારા વ્હાલા ભરથાર! કે, પરદારાને હવેથી માતાસમાન ગણીશ.

**ઢોલારાય**—હાજી. હું એમ ગણીશ.

**સુભગા**—મહારાજ! હજી પણ ઠગાઇ! ક્હો કે, પરદારાને માતા સમાન ગણીશ, અને સ્ત્રીલંપટ થઇશ નહિ.

**ઢોલારાય**—તમે જેમ ક્હો તેમ ક્હેવાને તૈયાર છું. હું સ્ત્રી લંપટ થઈશ, નહિ પરદારાને માતા સમાન ગણીશ.

**ત્રીજી** સ્ત્રી—ઓ બાસાહેબ! જોયું! રાજાજી હજી પણ લુચ્ચાઈમાં બોલે છે, ને આપને ઠગે છે.

**ઢાંગીપુરૂષ**—હાજી! મને જરા ચટકો બતાવવા દ્યો. (તેને ખૂબ દબાવે છે.)

**ઢાલારાય**—તમે ક્‌હોછો તેમ કહું છું, તોય મને કાં પીડો છો?

**સુભગા**—છોડ ભાઇ, એમને. બોલો રાજાજી! આપ તો ક્‌હો છો કે હું સ્ત્રી લંપટ થઇશિ. વળી ક્‌હોછો કે, નહિ પરદારાને માતા સમાન ગણીશ. ચતુરાઇ તો સારી શીખ્યા છો. મારા ચતુર વર! ક્‌હો કે, કોઈ દિવસ હું સ્ત્રીલંપટ થઈશ નહિ.

**ઢાલારાય**—કોઈ દિવસ હું સ્ત્રીલંપટ થઇશ નહિં.

**સુભગા**—ને તે પ્રમાણે પાળવાને હું જળ મૂકું છું. ( તેના હાથમાં જળ આપે છે.)

**ઢાલારાય**—તે પ્રમાણે પાળવાને હું જળ મૂકું છું. (જળ મૂકે છે.)

**સુભગા**—ક્‌હો કે, હવેથી પરદારાને મા ને બ્હેન સમાન ગણીશ. લ્યો જળ.

**ઢાલારાય**—(જળ મૂકતાં) પરદારાને માને બ્હેન સમાં ન ગણીશ.

**ત્રીજી સ્ત્રી**—માને બ્હેન સમાં ન ગણીશ. એમજ હાંકયાં કરે છે આ રાજા સુધરે એવું મને લાગતું નથી.

**સુભગા**—દાસી! આ સ્ત્રિયોને જનાનાની ડોઢિયેથી વિદાય કર, અને અલી રામી, તું નાઝરને ક્‌હે કે, આ ભાઇને દરબાર ગઢની બ્હાર રવાને કરી દે. (સર્વને રજા આપે છે. બધાં વિદાય થયા પછી) મહારાજ, મારી બ્હેન સુમતિદેવી મને ઘણી વાર ક્‌હેતાં હતાં, અને આજે પણ કહ્યું છે કે, મારે રાજાજીને મળીને ચેતાવવા છે કે, કોઈનાથી તે સપડાઈ જાય નહિ. માટે, આપ તેમના તેડાને માન આપીને તેમને આવાસે પધારજો. (જવા માંડે છે.)

**ઢોલારાય**—પણ મારા શરીરમાં ભાલા પેશી ગયા છે, ને લોહી નીકળ્યું છે તે તો ધોઇ નાંખો.

**સુભગા**—હાજી! હું જાણુંછું કે.

> પતિ દુઃખથી દુઃખિયણુ બને, પતિવ્રતા કહેવાય;
> સુખિયણુ પતિ સુખ દેખતાં, તે સતીમાં લેખાય.

આવો મારા વ્હાલા પતિ! હું તમને મલમપટો કરૂં. તમે મને બહુ વ્હાલા છો.

**ઢોલારાય**—હું દેવીને આવાસે જઈશ, પણ આ ભવાડાની વાત કશી તેમને કહેવી નહિ એવા સોગન ખાઓ. તમે તો ડાહ્યાં છો, પણ એ તો એવાં આકળાં છે કે, આ ઠેકાણે જો એ હોત તો મને ખાસડાં મારત, ને મારી આબરૂ પાડત. એમ એ કરત તે શું મારી વ્હાલી રાણી તમને ગમત?

**સુભગા**—(સ્વગત) પતિ કેવા પાકા છે! (ચાસન) ના મહારાજ! મને એવું ગમે નહિ. આપ નિર્ભય રહો. દેવીને હું આ વાત નહિ કહું, પણ હવેથી પ્રતિજ્ઞા પાળજો, ને ડાહ્યા થજો.

**ઢોલારાય**—ડાહ્યો ડમકો થઈશ. (જતાં જતાં સ્વગત) અહિંથી છૂટ્યા પછી વાત છે. પણ હવણાં તો દેવીને આવાસે ગયા વિના છૂટકો નથી. એ ભંભેરાય તો ભારે પડે.

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—અંતઃપુરમાં સુમતિનો આવાસ.



### પાત્ર—ઢોલારાય-સુમતિરાણી.

**સુમતિ**—મારૂં ભાગ્ય કે આપે મારા આમંત્રણને આજે માન

આપ્યું. ચારૂમતીની દાસી ચંદ્રાવળી હવણાં જ મારી પાસે આવી ગઈ; એને આપના કુટિલે લાલચો આપીને ઠગી છે. અમારૂં સ્થાન આપે જેકલીને આપ્યું છે, તે પણ એની જ રાખ્યુ છે. અમને ધિકધિકતા અંગારામાં નાંખનારી દેવાંગના નાયિકા પણ એની જ રાખેલી છે.

ઢાલારાય—શું એમ છે! હું માનતો નથી. મારો વિશ્વાસુ કુટિલરાય એવું કરે નહિ. એને રૂપાળી બાયડિયોની કયાં ખોટ છે? આખો દેશ પડયો છે.

સુમતિ—મહારાજ! કુટિલપણાં એમ જ થાય. તમને વશમાં રાખવાની એની એ બધી યુક્તિઓ છે.

(ગીતિ)

કુટિલ કુટિલ કૃત્ય કરશે, વ્હાશે, ઠગશે, વચન કરે દેશે
પાઈ પય પાળ્યો પણ, સાપ કુટિલ ડશીં ડશીં જીવ ઝટ લેશે.

ઢાલારાય—ગમે તેમ હોય, પણ, મારાથી હવે એને મૂકાય એમ નથી.

સુમતિ—એમ આપની ઈચ્છા છે તો ભલે એને છોડી ન દ્યો. પણ એની ઉંધી શીખવણી પ્રમાણે ચાલીને જો તમે ગુણવંતરાય અને માનસિંહને બદલે કુટિલ અને કુભટવીરને વિશ્વાસપાત્ર ગણુશો તો તમે તમારા હાથમાંથી રાજપાટ ખોઇ બેસશો.

(ગીતિ)

સાર્થક વચનો કર્તા, સાચા વિશ્વાસપાત્ર તો કરજો
નિમકહરામી પાપી, દ્રોહી સમજી નિશદિન બહુ ડરજો.

ઢાલારાય—રાણીજી! તમને મેં આવા જ કારણથી વેગળાં રાખ્યાં છે. મારા કુટિલની વિરૂદ્ધ તમારૂં વર્ત્તન જોઇને એણે જ મને ચેતાવ્યો છે, ત્યારથી, હું તમારૂં મ્હોં જોવાને ઇચ્છતો

નથી. હવે એની નિંદા કરવી તમે બસ કરો. શું આવું ક્હેવાને માટે મને બોલાવ્યો હતો?

સુમતિ—(જરા રોષ આણી) રજપૂતાણિયો આવા અભાવની દરકાર કરતી નથી. જાતે સુખ મળો કે ન મળો તેની તેઓને પરવા હોતી નથી. માત્ર પોતાના રાજપતિને નિર્દોષ સુખ મળે એટલું જ તેઓ જોતી રૂહે છે.

(ગીતિ)

નિજપતિ જ્યમ રે સુખિયો, એવાં કાર્યો પતિવ્રતા યોજે;
નિજસુખ સરસ નિવારી, પતિસુખજોતીરીઝવતીરૂહેરોજે.

ઢાલારાય—પણ તમને અમારૂં સુખ જોઇને અદેખાઈ આવે છે. એટલે અમને જે સુખ આપે છે તેને વૈરી ગણો છો.

સુમતિ—જો શરીરમાં જોમ હોય તો ગમે તેટલી રાણિયો પરણો. અમે માથે મોડ મૂકીને તમને પરણાવીશું. પણ પ્રજાની સ્ત્રિયો જે આપની પુત્રી, બ્હેન અને માતા સમાન ગણાય તેઓના ઉપર ત્રાસ વર્ત્તાવીને તેમની આંતરડી કકળાવો છો તે પ્રભુ સાંખશે નહિ. ઠાકોર! જરા માનો, અને સમજો.

ઢાલારાય—હા. અમે મહારાજા નહિ ને ઠાકોર! ઠીક, સમજ્યા. રજપૂતાણિયો બહુ ઠગારી હોય છે, અને પોતાના ધણીને કબજામાં રાખીને નાચ નચાવે છે એમ કુટિલરાય મને વારે વારે ક્હે છે એ ખરૂં જ જણાય છે.

સુમતિ—

(દુહો)

જગત કુટિલ કથનાર જન, કૂડો કુટિલ જણાય;
કમળાનયને નિરખતાં, પીળું જગ પરખાય.

ઢાલારાય—કુટિલરાયની નજરે જોતાં, મને દૂધ જેવું ધોળું જગત જણાય છે.

**સુમતિ**—જગતમાં માણસ તો તમે કુટિલને જ જોયો છે, બીજા બધા હેવાન છે, નહિ વારૂં ?

**ઢોલારાય**—હજાર વાર હેવાન છે. મારો કુટિલ હવે કુટિલરાય બન્યો છે. અને પ્રધાનને ઠેકાણે દાખલ થયો છે. તેથી તમને અદેખાઈ આવી છે એ હું સારી પેઠે સમજુ છું. એ પણ એમ જ માને છે.

**સુમતિ**—આપનો કુટિલ આપને મુબારક રહો. પણ આપના જ નામથી તે પ્રજાને પીડે છે, અને અસંખ્ય અપકૃત્ય કરે છે. તેનું લાંચ્છન આપને લાગે છે, માટે જરા વિચાર કરો. ઠાકોર, જરા સમજો. ગુણવંતરાય અને માનસિંહ એ બકરિયો નથી. પણ સિંહ છે. અને પેલા પ્રેમરાયને અને પ્રતાપરાયને તમે ઓળખો છો કે? એ તો સિંહનાં બચ્ચાં છે. ( ચિપટી વગાડીને ) આટલી વારમાં આપને ઉથલાવી નાંખશે. સમજ્યા ઠાકોર, ચેતો.

( ગીતિ. )

કોને દુંભાવો નહિં, કકળાવો નહિ કદાપિ નિર્દોષી;
ત્રાસ ન કોને દેવો, કુટિલપણાની અણિ હૃદયે ખોશી.

**ઢોલારાય**—મારા શત્રુનાં વખાણ કરીને, મને બાળવા માટે તમે મને અહિં બોલાવ્યો છે નહિં વારૂં ? જે નિર્દોષ છે તેને કુટિલ કહો છો, અને જે ખરેખરા કુટિલ છે તેને ભલા માનો છો.

**સુમતિ**—

( દુહો. )

કુટિલ ગમે છે કુટિલને, દોષ ન કંઇ દેખાય;
સારાને સારા ગમે, વિવેકી વદ લેખાય.

મહારાજ! મેં આપને ચેતાવવાને બોલાવ્યા છે. ઘણો માઠો પરિણામ આવવાનો સમય માથા ઉપર ઝોકી રહ્યો છે, માટે મારૂં માનો. આ ગરીબ દાસી આપને પગે પડીને (પગે પડે છે) આપના કાલાવાલા કરીને કહે છે કે, આપ ચેતો; અને કોઇ એવી ગોઠવણ કરો કે જેથી આપની જાતને દુઃખ થાય નહિ. જો આપની ઇચ્છા હોય તો હું એ કામ ઉપાડવાને તત્પર છું, કેમ કે—

(દુહો)

શિર આપે, પતિ સુખ થવા, વિપત વેઠતી જાય.
પ્રિય પતિ જેના પ્રાણ છે, પ્રમદા તે પેખાય.

(ગીતિ.)

પતિયો પતિવ્રતાના. નાચે જો તે નચાવવા ચ્હાય;
એક બીજાના સુખમાં, કરવાનું તે કરચાં જ નિત જાય.

ઢોલારાય—ઠીક! તમે રાજ્યનાં કામ કરશો, એટલે અમે ચૂડિયો પ્હેરીને બેશીશું. અમને નચાવવાની તમારી મરજી નથી તો આ બીજું શું છે? પણ યાદ રાખજો કે, અમે તમારા નચવ્યા નાચિયે એવા નથી.

સુમતિ—ખરી વાત મહારાજ! ફૂટી બદામની જેકલી તમને દારૂ પાઇને મસ્ત કરે અને એ દાસીપુત્રી, આપને નચાવે તેમ નાચો; તેમજ અર્ધી કાંડીની કિમતની વારાંગના જેવી શડેલી રાંડો, તેમને ખભે હાથ મૂકીને, દારૂમાં મસ્ત થઇને, તમે નાચો એમાં જ શોભા સમજો છો. એ શું રાજાને, અરે, મહારાજાને છાજતું કહેવાય? જરા તો વિચાર કરો.

(ગીતિ.)

ઘટિત અઘટિત વિચારી, ચેતી ચાલે ગણાય તે રૂડો;
મૂકે વિવેક નહિ કદિ, એવા જનને કહે ન કો' કૂડો.

**ઢોલારાય**—હા, હું જાણું છું કે, તમને બળતા એજ છે, અને આ બધું બળ્યું બોલો છો. જેને તમે દાસીપુત્રી ક્હો છો એ મારે મન તો સોનાની પૂતળી છે.

**સુમતિ**—અને બે બદામની બે આંખોવાળી કાંણી કુતરી સુંદરી કરતાં વધારે શોભે છે એવાં વેણ તો વિવેકીજન કદિ પણ ન જ ઉચ્ચારે.

**ઢોલારાય**—અરે, એની બીજી કાણી આંખ હતી તેને ઠેકાણે ડાકટરે નવી આંખ બેસારીને એને મૃગનયના બનાવી દીધી છે, સમજ્યાં! રાણીજી? તમારી જોડે એને ઉભી કરી દીધી હોય તો એની કાન્તિ તમને પણ હાનિ પમાડે.

**જેકલી**—(ઓચિંતી પ્રવેશ કરીને) સાબાશ, મારા રાજાજી! સાબાશ. રાણીસાહેબ! જુઓ મારી આ આંછ અને મેળવો તમારી આંછો સાથે. કેનામાં વધારે ચળકાટ છે?

**ઢોલારાય**—આહા! જેકલી! તું આ રાણી કરતાં વધારે શોભે છે. અને તેથી મારૂં મનડું તને જોવાને લોભે છે.

**સુમતિ**—ખરી વાત.

(દુહો)

નીચ ગમે છે નીચને, કુલિન કુલિનને ચ્હાય,
જાતિ ગુણ ઝાઝા મળે તે તેશું લોભાય?

**જેકલી**—રાજાને ગમી તે રાંણી, ને છાણાં વીણતી આંણી. ભલે હોય તે કાંણી, પણ વ્હલાને મન શાણી. હું તો છેક ન્હાન પણથી મ્હોલોમાં જ ઉછરી છું, અને રાજાને ચમ રીઝવવા એ કળા રૂડી રીતે શીખેલી છું. સમજ્યાં કે મારાં બાઇજી! તમારી આંછમાં ભભરાવું મીઠું રાઇ જી.

**સુમતિ**—(તેને લપડાક મારતાં) મ્હારા મ્હોં આગળ એવાં ટાયલાં કરવાની હિંમત ધરે છે કે? ચાલી જા તું તારે ઠેકાણે.

**જેહલી**—ઓય! ઓય! હજી મચ્છર તો જેટલો ને એટલો જ દેખાય છે.

રાજાજી! પધારો મારે આવાસે. અહિંયાં શું છે ધૂળ. પિયરથી દાયજો આણવા મળ્યો નથી, તેથી ખાલીખમ ઓરડો છે. રાણીજી! એક વાર જોઇ તો જાઓ મારો આવાસ. રાચ રચીલાંની રચના રચી કેવો શોભીતો બનાવી મૂકયો છે! જોઈને ખુશ ખુશ થશો, બિલ્લીની પેઠે રૂવાટાં ઉંચાં કરશો, ને ઉભાં ઉભાં બળશો.

**સુમતિ**—રાંડ ચાંડાળણી! મારૂં અપમાન કરે છે કે? (એમ કહી તેને તમાચો મારે છે) રાજાજી! આ મ્હેલમાં હવે નથી રૂહેવાનું મારે કે નથી રૂહેવાનું તમારે. હું મ્હારે પિયેર ચાલી જાઉંછું. (નીકળી જાય છે. સુભગાને ચેતાવા વડારણ મોકલે છે ને ચર્ચા જુવે છે.)

**માલણ**—(રાણીના ગયા પછી રાજાની પાસે પ્રવેશ કરતાં)

ગાયન

(આવજો આવજો જમનાં ઘાટ ત્યાં મળીશું-એ રાહ)

લગની લાગી ચટપટ ચોટ, પ્રેમી જનને જડી રે,
વાયદો પાળિયો ને, જીવ ન ખાળિયો રે:
પ્રેમનાં પુષ્પો કેરી, મદનના રંગે ઘેરી,
સોહાવું માળા વ્હાલે કોટ, ચટપટ ચોટ, પ્રેમી જનને જડી રે;
મસ્ત હું મદને માલણ, ધંનમાં ઘોરે ઘાલણ,
નથી વ્હાલપમાં વ્હાલા ખોટ,
ચટપટ ચોટ પ્રેમી જનને જડી રે.

(પાસે જઇને) આપનાં ઓવારણાં લેઉં, હાર આ પૂહેરિયે.

(હાર પૂહેરાવે છે.)

**ઢોલારાય**—( પાસે જઈને ફૂલની ટોપલીમાંથી એક હાર લઈ માલણને પ્હેરાવતાં.)

મસ મસ મ્હેકી રહી ગુલનાર, તારી વેણી, તું ગુલઝાર.
(તેનું મસ્તક ઝાલી વેણી સૂંઘતાં.)

બાંકી જુવાની, તારી બાંકી જુવાની, ગુણથી ગુંથેલી,
તારી બાંકી જુવાની

તારી વેણી મઝાની તારી બાંકી જુવાની!
( નાચે છે. )

**સુમતિ**—( પ્રવેશ કરતાં ) લે તું લેતી જા ગુલનાર, નેતર માર,
(તેની વેણી વિખેરી નાંખે છે અને નેતરનો માર મારે છે.)

**સુભગા**—(પ્રવેશ કરીને) હજી એનું એ કે મહારાજ! પણ આમ લેવાતાં હશે, અને જળ આમ મૂકાતાં હશે!

**ઢોલારાય**—વળી તમે આ વેળાએ ક્યાંથી આવ્યાં! એ તો આ માલણ મને ફૂલહાર આપવાને આવી છે.

**જેકલી**—જોયું મહારાજ! હવે બે રાણિયો કેવી સંપી ગઇ છે. આ બધાં વાનાં ચંડાળ ચોકડીનાં છે, એમ મને કુટિલરાય કહેતા હતા તે ખરી વાત છે.

**સુમતિ**—આ તારી સગલી કોણ છે? અને એને અહિં શા માટે આણી છે? (તેને કોરડે મારે છે.)

**જેકલી**—(વાંસો પંપાળતી) એ તમારી સોચ્ય છે. ને તમને બાળવા આણી છે, સમજ્યાં બાઇ! હું તમારી ઓશિયાળી નથી જે તમે મને સોટિયો ને કોરડા મારો. અહિં તમારો શો ઘડો છે જે? હું ગોલી-ગુલામડી નથી પણ રાજાજીની ચામડી છું, સમજ્યાં?

સુમતિ—રાંડ! તું ઘણી ફાટી છું. (શિશોડી વગાડે છે એટલે વડારણોનું ટોળું એકેકો ચાબુક લઇને આવે છે.)

ઢોલારાય—આ શા ભવાડા! તમે મારી લાજ લેવા આવીચો છો?

સુભગા—મહારાજ! સુમતિદેવિયે આપના ભવાડાની બધી વાત જાણી એટલે આપે અયોગ્ય આચરણ નહિ આચરવાનું જળ લીધું છે તે વાત હવે કહી દેવાને મને બાધ નથી.

ઢોલારાય—હા. હા. કહી દ્યો. મેં તો પરસ્ત્રીને ત્યાગવાનું જળ લીધું છે.

સુભગા—બ્હેન! બે દિવસ ઉપર ચાર સ્ત્રિયોના ઝપાટામાં મહારાજ આમ જ સપડાઈ ગયા હતા, તેમાંથી, મેં માંડ માંડ કરી છોડાવ્યા, ને જળ મૂકાવ્યું કે હવેથી એવું કામ કરવું નહિ. આ ચિઠ્ઠી વાંચવાથી સમજ પડશે. (ચિઠ્ઠી આપે છે)

સુમતિ—(એક બાજુ જઇ વાંચે છે) રાજમાતાજી! આજે શયન ગૃહમાં ભવાડો થવાનો છે. રાજાજી બૂમરાણ કરે તો આપ કાન દઈ સાંભળજો અને તેમને દુઃખમાંથી છોડાવી દ્યો તેવો બોધ કરજો. માતાશ્રી સુમતિદેવી આકળાં છે તેથી ઝગડો વધશે માટે તેમને ખબર પડવા દેશો નહિં.

લી૦.

આપનું છોરૂં.

ત્યારે આ ચિઠ્ઠી ઉપરથી તમે ત્યાં પહોંચી ગયાં જણાઓ છો.

(એક બાજુએ લઇ જઇ બધી વાત કરે છે.)

જેકલી—(રાજા પ્રતિ) આમ કેમ ચુમાઇ ગયા છો? જરા તો ફૂંફવાટો બતાવો.

**સુમતિ**—ખરી વાત છે. ફૂંફવાટો બતાવવો જોઇયે. જ્યારે આયના અને મર્યાદા મૂકાવા માંડી છે ત્યારે અમારે પણ યોગ્ય પગલું ભરવું પડશે. લખડી! આવ્ મારી પડખે, લાવ્ તારો દોર. (જેકલીને જકડીને થાંભલે બાંધે છે. તે ધડપડછાડા કરે છે.)

**ઢાલારાય**—(તેને છોડાવવા દોડી જાય છે.) મારા દેખતાં એને આમ નહિ બંધાય.

**સુમતિ**—(નંદા પાસેથી દોર લઇને સુભગા પ્રતિ) આવો આપણા વરજીને જરા જકડીને માન દઇયે.

**શુભગા**—પ્હેલું આપને ઘટે છે આપ મારાં મ્હોટા બ્હેન છો હું જેકલીને સંભાળું છું. આપ પિયુજીને પૂરા પ્રેમપાશમાં સપડાવો.

**ઢાલારાય**—શું તમારે મને બાંધવો છે?

**સુમતિ**—બાંધીને જરાક માફ મંગાવવી છે.

**ઢાલારાય**—હું શું તમારી માફ માગુ? કદિ નહિ.

**સુમતિ**—દાસિયો! ઘેરી લ્યો મહારાજને, અને મને મદદ આપો. આપણે એમનો આદર સત્કાર કરિયે. (એક થાંભલાની સાથે જકડીને બાંધી લે છે. માલણને પણ ભેગી બાંધે છે.)

**ઢાલારાય**—યાદ રાખો. આ કૃત્ય, એ તમારા નાશનો હેતુ છે.

**સુભગા**—આમ કરીને આપને વિનાશમાંથી ઉગારવાની અમને આશા છે. અમારી ચેતવણી છે. ભૂંડું થતું અટકાવવા માટે આ અમારૂં કૃત્ય છે.

**સુમતિ**—(કોપીને) અમે સતી થવાની તૈયારી કરિયે છિયે. દાસિયો! આ મહારાજની હું જેમ સેવા કરૂંછું તેમ તમારે કરવી. હું બોલું તેમ બોલતાં જાઓ, ને પ્રત્યેકને ફટકા લગાવતાં જાઓ. (રાગમાં)

સણુણુસાટ, સણુણુસાટ, તને સાટકા ઝપટાવું—
જેકલી તું ઝીલતી જા. (જેકલીને મારે છે.)

મીઠા મીઠા મારના મલીદા ખવરાવું, (માલણને મારતાં)
માલણ તું ખાતી જા.

સાટકો આ સાપ જેવો કોટમાં સોહાવું. (જેકલીને)
કટીમેખળાના કોડ કોરડે લપટાવું—(માલણને)
જેકલીમાં મોહેલા મહારાજ ઝટ કરિયે.

**સુભગા**—પ્રેમ કરી પતિ મારા પ્રેમ લીલા કરિયે. (માલણને મારતાં રાજાને સાટકા લગાવે છે.)

કરશાજી કૂડાં કૃત્ય આવાં કોઇ કાળે,
ખણુખણાટ સાટકાનો કોઈ નહિ ખાળે:
ચતુરાઈ ચલાવતાંચડસા ચડસી ચાલે,
ચાબખાના ચણુચણાટ જુવો કેવા સાલે.
જારમાં ઝીલાઈ જે કો કૂડું જીવન ગાળે,
ભૂડાં માર કેરાં ફળ આમ તેઓ ભાળે.

**સુભગા**—લેતી જા તું જેકલી આ ઝપાટો એક. (મારે છે.)

**સુમતિ**—જોયો ભૂંડી જેકલી! કેવો તારો ટેક. (મારે છે.)

ચાબખા ચલાવો દાસી ચાબખા ચલાવો,
પાપિયોનાં એક એક હાડકાં હલાવો.
ચાબખો ચલાવો દાસી ચાબખો ચલાવો.

**માલણ**—મેકો મારી માતા હવે નહિ કદિ હું આવું.

**સુભગા**—કહેતી જા જે કોઈ દી હું હાર નહિ લાવું

**સુમતિ**—લેતી જા તું લેતી જા આ કોરડાનું ખાવું. (કોરડો મારે છે.)

ઢોલારાય—યાદ રાખો, હું રાજા છું. મારે મારી સત્તાનો ઉપયોગ કરવો પડશે.

સુમતિ—મારા મહેરબાન, તમારી સત્તાની સેંહે અંતઃપુરના નાકાની બ્હાર ચલાવજો. જનાનખાનામાં તો રજપુતાણિયોની સત્તા ચાલે છે. હદ બ્હાર ગયેલાને હદમાં લાવવાને ગમે તે અપકૃત્ય કરવું પડે છે, મહારાજ. ( એમ કહી એક ચાબુક તેને લગાવી દે છે.)

( સૌ ગાતાં જાય છે. જેકલીને અને માલણને મારતાં જાયછે.)

(પડદો પડે છે.)



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—ચારૂમતીની બેઠક.



**ચારૂમતી**—( એકલી )

સખી ગઈ, સખી ગઇ, હું એકલી હો,
ક્યારે થશે હૃદયમાં, બેકલી હો.
ના'વી ના'વી, માટે વ્યાકુલી હો.
થાતાં બહુ વાર, થઇ આકળી હે

અરે! ચતુરી ગઇ તે ગઈ. સત્વર પાછી ન આવી. માર્ગમાં વિઘ્ન તો નડ્યું નહિ હોય? કારણ વિના ચતુરી મારો જીવ ઉંચો કરાવે એવી નથી. અરે! એને તે શું થયું? વ્હાલી સખી ચતુરી, આવ તું વ્હેલી આવ, અને વધામણી ખા; કે તારો પ્રિયતમ આજે તને ભેટશે. અરે! આ વરણ વેળા વ્હેલી વહી જાય તો બહુ સારૂં.

( દુહા )

વેળા! તું પ્રિયતમ વિષે, વેળા પાડે કેમ!
ઘટ્યા સટે તું ઘણી વધે, વટી જઇ કર કંઈ રે'મ;
વિરહ વશ્યે હું વ્યાકુળી, અધીરી તનમન સાથ,
તું વ્હેલી વહી જાય તો, વ્હેલી ભેટું નાથ;
તનમન તનમન થઈ રહ્યું, થન થન નાચે આજ,
વરણ વેળા! સમજજે, તે સૌ પ્રિયતમ કાજ.
વરણ પણ વ્હા'લી કહું, જો તું ઝટ વહી જાય,
વેળા! તુજને વીનવું, થા કંઈ કરતાં સા'ય.

આટલી વેળાએ તે હું કોને મોકલું? જોઉં વારૂ ચંદ્રાવલી એના ઓરડામાં શું કરે છે! નહિ નહિ, એનું કામ નહિ. આટલા દિવસ અડચણ વેઠી એની સામેલગિરિ વિના ચલાવ્યું તો હવે થોડા સારૂ ધૂળ મેળવવું નહિ. હવે તો પ્રેમરાયના આવતાં સુધી આમ તેમ ફરૂં (આમ તેમ ફરતાં) પણ અરે! પ્રિય,–તમને મળવાની ઉત્કંઠાને લીધે અધીરાઈ ઊપજે છે. તે સાથે વળી, અંતરમાં ઉંડો બળાપો થાય છે. એનું કારણ શું? મારૂં જમણું અંગ કેમ ફરકે છે?

(સોરઠો.)

કાં તો દુભ્યો નાથ, કાં તો પ્રિય શિર દુ:ખ પડયું;
કાં તો ત્રુટયો સાથ, કાં તો કંઈ વિઘ્ન જ નડયું.

જોઉં ચંદ્રાવલી કયાં છે! (તેમ કરે છે અને કાંઇ અવાજ કાને પડે છે એટલે) મારા પિતા, અને સેનાપતી સંબંધીની વાત ગભરાટથી કોઇ ક્હેતું જતું સંભળાયું. શું એમને તેઓએ ઝાલવાની આજ્ઞા કરી હશે? કે, તેમને રાજા ભણીથી કાંઇ અડચણ થઈ હશે? (ગભરાટમાં આમ તેમ ફરે છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ–ચારૂમતી કુંજનો આગલો મોખરો.

---

પાત્ર—ચંદ્રાવલી, ચારૂમતી, અશ્વાર.

ચંદ્રાવલી—ચારૂમતી ગમે તેટલી ચતુર, વળી કોઇ તો ક્હે છે ચાલાક, ચંચલ; પણ છેવટે છોરૂ તે છોરૂ. એની પ્હોંચ કેટલી? એ તે કોણ વારૂ? એક જરાક જેટલી છોડી; અરે! આવડી પોરી (હાથથી માપ કરી બતાવે છે.)

(લાવણી.)

છોડી છોડી શું મને છેતરશે,
છેતરશે તો કયમ ઠરશે,
કેઇ એની ડરાવી ડરશે;
હાવાં મદ એનો ઉતરશે.

કેવાં કેવાં કપટ કરનાર, ધિરજ ધરનાર,
હવે ડુબનાર પછી મરનાર,
ધિરજ શી ધરશે, છેતરશે તો કયમ ઠરશે.

ઉછરી એ મારે હાથ,
વસી સદા માહરી સાથ,
દેતી મુજ અંગે બાથ,
જોઉં કિયો વરીને નાથ.

પછી શું કરશે, છેતરશે તો કયમ ઠરશે.

રાત તો ગઇ. હજી પેલો યમ નહિ આયો? જોઉં વારૂ નીચે. એ વાટ તો નથી જોતો? (નીચે જઇ આમ તેમ જોઈ) હાં, એ આયો દેખાય છે. (પાસે જાય છે તેને એક અશ્વાર કાનમાં કંઇ કહીને કશું આપે છે, તે લઇ ઉતાવળી તે ઉપર જાય છે, તેને ચારૂમતી સામી મળે છે.)

**ચારૂમતી**—ચંદ્રાવલી! તું આવડી શ્વાસ ભરી કયાંથી આવી?

**ચંદ્રાવલી**—આ સાહેબ, તમે તો મને અત્યાર સુધી કશું કહ્યું નથી, પણ હવે તો મેં બધું જાણ્યું છે, માટે મારાથી હું કોચાશો નહિ. લિયો આ કાગળ ને જુવો આ લુગડાંની પોટકી.

**ચારૂમતિ**—(જોઈ, પત્રિકા લઇને વાંચે છે.)

(ખમાયચી—ચોતાલ.)

પ્રેમીજન પ્રેમાધિન, પ્રેમને આવેશ ચઢી,
મનહર મિત્ર કેરી, ચિંતા ધરી ચાલશે,

રાજી ચારૂ ચીજતો શું, મૂકે ચારૂ છીજનેકો?
યત્ન ગમે તેમ કરી, ચારૂ૦ કર ઝાલશે. પ્રેમી૦

નીયમ કર્યો જે થાઓ, ગમે તેમ જીવ જાઓ,
આપે છે વચન પ્રેમી, તે તો પોતે પાળશે; પ્રેમી૦

શીદ ચારૂ સોસ કરે, ચિંતા શાને કાજ ધરે,
ષડ ઘડી રાતે આવી, ચારૂ શાન્તિ આલશે. પ્રેમી૦

(પત્રિકા હૃદયે ચાંપતાં) વાહ! પ્રેમીજન, તને ધન્ય છે. તારૂં વચન અને આશીષ હું પ્રેમસહિત માથે ચડાવું છું. (દાસીને) કેમ ચંદ્રાવલી! આ પત્રિકા અને આ પોટકી તને કોણે આપી?

**ચંદ્રાવલી**—બા સાહેબ, પ્રેમરાય હાથે તમે ગોઠડી બાંધી છે, એ વાત તમે મને જણાવી નહિ તો પ્રેમરાયે પોતે જ કહી.

**ચારૂમતી**—શું, એ પોતે નીચે પધારયા છે?

**ચંદ્રાવલી**—હા, બા સાહેબ, એમણે કાગળ આપતાં કહ્યું કે, ચતુરી હાથે એ મોકલવાનો હતો. પણ તે, ને પરતાપરાય કોણ જાણે ચ્યાંય જતાં રહ્યાં છે, તે જડતાં નથી. પરધાન અને સેનાપતિનાં ઘર ઘેરી લઇને ઢોલારાયે કોણ જાણે શોચ કર ત્યાં વાળી મૂચ્યો છે તે કહી શકાતું નથી. મેઘારિરાય તમને પકડી લઇ જવા અહિં હવણાં જ આવશે, માટે પ્રેમરાયે, આ પોતાંનો સર્વ પોશાક મોકલ્યો છે, તે પ્હેરીને તમે ભાયડાના વેહમાં નીચે ઉતરો. એ ઘોડા ઉપર ચડીને થોભી રહ્યા છે, ને એક ઘોડો તમારી હારૂ તૈયાર રાછચો છે.

**ચારૂમતી**—(તત્કાળ પુરૂષનો પોશાક પ્હેરતાં) આવો પોશાક પ્હેરેલા મેં એમને જોયા છે–એ પોશાક મારા હૃદયને સ્પર્શ કરતાં રોમાંચિત થવાય છે. વાડીની પછવાડે થતી વાત સાંભળી તે છેવટે ખરી ઠરી. ચંદ્રાવલી! હવે સર્વના જીવ પર વાત આવી, એટલે હું તો મારી મેળે મારા ધારેલા પતિ સાથે જાઉં છું;

તું સમયસૂચકતા રાખી, માજીની સંભાળ લેવા જા. દાસી માણસને કોઈ પજવણી કરશે નહિ.

ચંદ્રાવલી—વારૂ બા સાહેબ, મારાથી નીપજશે એટલું હું કરીશ. પણ આ વીંટી તમને આપતાં હું વીસરી ગઇ. પ્રેમરાયે આ વીંટી આપતાં કહ્યું છે કે એક બોલ સરખો પણ બોલ્યા વિના ઘોડે અશ્વાર થઈ મારા ઘોડા પછવાડે તમારો ઘોડો મારી મૂકવો; કે કોઇને જાણ પડે નહિ.

ચારૂમતી—( વિંટી પ્હેરતાં રોમાંચિત થાય છે, તેવી સ્થિતિમાં આંખમાં આંસુ સાથે અને વધારે ચોકશી જોઇને મનમાં ઢચુ પચુ થતાં,) પણ વ્હાલી ચંદ્રાવલી, પ્રભુ મેળવશે ત્યારે આપણે પાછાં મળીશું. મારાં માતપિતાને ક્‌હેજે કે, પ્રેમરાય શૂર પુરૂષ છે, તેથી અમે જ્યાં હોઈશું ત્યાંથી પણ તમારી સંભાળ લીધા વિના રહીશું નહિ. (દાસીને ભેટીને હરિણીની પેઠે છલંગો મારતી નીચે ઉતરી પડી ઘોડેશ્વાર થઈ આગલા ઘોડા પછવાડે પોતાનો ઘોડો મારી મૂકે છે.)

(ચિત્રપટ ઉપર બંને અશ્વાર જતા જણાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—વિદ્યાધરનું ઘર.



પાત્ર—મોહનાદેવી, વિદ્યાધર અને પછીથી ચંદ્રાવલી.

વિદ્યાધર—(ગાયા પછી ઘર ઉઘાડી અંદર પ્રવેશ કરતાં આશ્ચર્ય પામીને) અહો મોહના દેવી, તમે મારા ઘરમાં કયાંથી? હું બ્હાર ગયો ત્યારે ખૂણે ખોચલે જોઇને ગયો હતો, ને બારણે તાળું દીધું હતું.

**મોહના**—સર્વ વાત હું માંડીને કહું છું પણ તમે વૈરાગીના વેશમાં ક્યાં જઈ આવ્યા?

**વિદ્યાધર**—કુટિલના કોપની વાતથી તમે અજાણ્યાં નહિ હો.

**મોહના**—આપણાં સર્વે માણસોને કારાગૃહમાં પૂર્યાં છે તે આદિ સર્વે હું જાણું છું.

**વિદ્યાધર**—સર્વનો છુટકારો થાય એવી પેરવી કરવા હું ગયો હતો. બધાંને જુદાં જુદાં ભોંયરામાં પૂર્યાં છે ને તેની પ્રત્યેક જાળી ઉપર કુટિલે પોતાનાં માણસ મૂકયાં છે.

**મોહના**—જુવો આ પ્રધાનજીની ખાનગી ચોપડી છે. એના છેલ્લા ભાગમાં કારાગૃહનો નકશો છે, અને તેની સમજુત યથાસ્થિત આપેલી છે.

**વિદ્યાધર**—(ચોપડી હાથમાં લઈને પાનાં ફેરવતાં) આ ચોપડી આવી વેળાએ તમારા હાથમાં ભલી આવી તો!

**મોહના**—પ્રધાનજિયે મને કહી રાખ્યું હતું કે રાજ્યનાં કામ અટપટાં છે; કદાપિ કોઇ વાર ગમે તેવો બનાવ બને, ને મને કારાગૃહમાં પૂરે, અથવા પ્રધાનાલયને ઘેરો ઘાલે, તો આ ચોપડીમાં જોવું એટલે કાંઈ ઉપાય સૂઝશે.

**વિદ્યાધર**—ખરે આ ચોયડીમાંથી તો સર્વ સૂઝે એવું છે, જુઓ આ પાનામાં લખ્યું છે કે " પ્રધાનાલયની ઉત્તર દિશાએ મધ્યના ઓરડામાં એક ન્હાનું ભોંયરૂ છે તેમાં થઇને સોંસરૂં શાળાગૃહમાં નીકળાય છે." હેં ત્યારે તમે અહિં એજ રસ્તે થઈને આવ્યાં? આવો છૂપો માર્ગ તમારે ત્યાં જવાનો છે એ તો હું આજે જ જાણું છુ.

**મોહના**—પ્રધાનજી અને મારા વિના બીજું કોઈ જાણતું નથી. આ ઓરડામાં રાજ્યનાં દફતર ખડકી મૂકી પ્રધાનજિયે તે સ્વાધિન રાખ્યો છે તેનું કારણ એ જ છે. જુઓ! આ પાનામાં

લખ્યું છે કે પ્રધાનાલયના બીજા ભોંયરામાં થઇને કારાગૃહમાં જવાનો માર્ગ છે, પણ તે હાલ ચણી લીધો છે.

વિદ્યાધર—ચાલો ત્યારે આપણે ઝટપટ ત્યાં જઇને માર્ગ ખુલ્યો કરી બધાંને છોડાવિયે.

વિદ્યાધર—ઓહો! રાજ્યની ખટપટ કેવી ભારે છે? પ્રભુ! આવી ખટપટમાં અને ચિંતામાં મને કોઇ દિવસ પાડીશ નહિ. એક પ્રધાનપણું કરવામાં કેટલી અગમચેતી રાખવી પડે છે!

મોહના—જો પ્રધાનજીને એકાએક પકડીને બાંધ્યા હોત નહિ તો તમે જાણોછો કે કુટિલનો બાપ ફૂટી મરત તોય પકડાત?

વિદ્યાધર—ત્યારે એ તો આવતાકને મારા ઘરમાં નીકળત. પણ જે રાજ્યમાં આવા દગાફટકા થતા હોય ત્યાં આવી અગમ-ચેતી અવશ્ય રાખવી ઘટે છે. (કાન દઇને) અરે! કોણ બૂમ પાડે છે?

મોહના—ચંદ્રાવલીના જેવો અવાજ સંભળાય છે, ખરે એ ચારૂમતીની ખબર લાવી હશે?

વિદ્યાધર—હા ખરી વાત (બારિયે થઇને ચંદ્રાવલીને લઈ આવે છે)

ચંદ્રાવલી—(મોહના દેવીને પગે પડતાં) બાઈ સાહેબ! ઘણો કોપ થયો. ને મારી છાતી હવણાં ફાટી જશે. હું કરતઘની દુષ્ટા છું, મને હવણાંને હવણાં તમારે હાથે મારી નાંખો.

મોહના—(ગભરાઇને) અરે ચંદ્રાવલી! આવડું શું છે! આપણી ચારૂમતી કયાં છે?

ચંદ્રાવલી—ચારૂમતીને મેં ઠગી, ઓ મારી ચારૂમતી! તેં તો જૂદાં પડતાં સુધી મારા ઉપર વશાવા રાખ્યો ને મેં પાપણિયે તને ઠગી.

**મોહના**—અરે, તેં શું કર્યું ?

**ચંદ્રાવલી**—બાઈસાહેબ મારા ઉપર કોપશો નહિ, મને પસ્તાવા રૂપી શિક્ષા પ્રમાણુ કરતાં વશેષ થઈ છે. માટે એક તમારે શ્રીમુખે ક્ષમાનો બોલ સાંભળું તો સર્વ કહી દેઉં.

**વિદ્યાધર**—મોહનાદેવી! વેળા પ્રમાણે વર્ત્તવું, એને ક્ષમા કરો.

**મોહના**—જા તુંને ક્ષમા કરૂં છું.

**ચંદ્રાવલી**—(ડુસકાં ભરતી ભરતી) બાઈસાહેબ, છ મહિનાથી પેલા કુટિલે મારૂં હૃદય ભેદીને મ્હોટી મ્હોટી આશાઓ દીધી, તેથી હું દુષ્ટા ઠગાઈ. પરેમરાયનું નામ દઈ મેધારિ આપણી ચારૂમતીને લઈ જતો રહ્યો.

**મોહના**—હેં! અરે ભગવાન! મારી ચારૂમતીનું હવે શું થશે?

**વિદ્યાધર**— દેવી, શોક કરશો નહિ, પ્રભુ એને સાહાય્ય થશે. તમે સાંભળો, ચંદ્રાવલી બીજું શું કહે છે તે.

**ચંદ્રાવલી**—હવણાં હું કુટિલ પાહેથી આવી. પરેમરાયને ભોંયરામાં પૂર્યા છે, તે ભોંયરામાં ફાનસ મૂચી જોતાં તેમાં તે જણાયા નહિ, એટલે સર્વે ભોંયરામાં ઉપરથી માટી પૂરાવે છે. દારૂ નાંખી બાળી દેવાનો વચાર હતો; પણ કુભટવીરે કહ્યું કે સુરંગ ફૂટવાથી આખું કેદખાનુ તૂટી પડશે, તાણે માટી પૂરાવાનો વચાર કીધો ને (વિદ્યાધર ભણી ફરીને) ગુરૂજી તમારો શોધ બધે કરાવ્યો; તમારે ઘેર તાળું જોઈ ઘરમાં જોવરાવ્યું નથી પણ મને શીખવણી કરીને તમારી બાતમી મેળવવા મોકલી છે. તે સાચે સાચું હું કહી દેઉં છું.

**વિદ્યાધર**—ચંદ્રાવલી, તમે પણ અમારી સાથે ચાલો, હવે જે થયું તેનો ખેદ મનમાં રાખી વધારે કપટ કરશો નહિ.

**ચંદ્રાવલી**—જો મને ખરેખરો પસતાવો થયો હોત નહિ તો હું બધી વાત માની શું કરવા દેત? જે થયું તે થયું. હું

લુણ હરામી થઈ ચૂકી. એ કલંક ઉતારવા તમે જે કોહો તે કરવાને તૈયાર છું.

**મોહના**—હવે અમારી સાથે આવીને તારી દાસીભક્તિ કેવી બતાવે છે તે જોવાનું છે,

(ત્રણે જણાં ઉપર સૂચવેલે રસ્તે પ્રધાનાલયમાં જઈ, માગ ખોદી કૂહાડવા માંડે છે.)

———:o:———

## પ્રવેશ ૪ થો,

સ્થળ— કારાગૃહનું ભોંયરૂં



પાત્ર—પ્રેમરાય, પછીથી ચતુરી

**પ્રેમરાય**—(સ્વગત) ઈશ્વરની ગહન ગતિ છે. મનુષ્ય, મનના તરંગ ગમે એટલા ઉંચા ચડાવે છે પણ તે ઠરના ઠર રહે છે.

(દુહો.)

મનના તરંગ મસ બની, મન મધ્યે શમોં જાય,
સાગર લેહેરો લક્ષ થઈ, સાગરમાંહિ સમાય.

પ્રેમાવેશના મારા તરંગ અને ઉભરા સર્વે બેશી ગયા. મેં કવી આશા રાખી હતી અને શું નીપજ્યું? આજે હું મારી પ્રિયા સાથે પ્રેમાલાપ કરતો હોત. અને નયને નયન મેળવી ઠારતો અને ઠરતો હોત. મને મારી ચિંતા નથી, પણ મારી પ્રિયાની થાય છે. અરે પ્રિયા અત્યારે તારી શી વલે થઇ હશે? અને તું કયાં હોઇશ? પ્રિયા! જ્યાં હોઉં ત્યાં એમ ના ધારતી કે, કાયરના પેઠે કંટાળી, અને ડરીને હું તને મળવા આવ્યો

નથી. પેલા દુષ્ટ મેધારિની ઉશ્કેરણીથી બધું ઉલટપાલટ થઈ ગયું. ચંડાળ ચોકડીના ત્રણ માણસોને ઘાયલ કરતાં પણ વિના હથિયારે મારો ઉપાય ચાલ્યો નહિ. પણ અરે! એ વાત સંભારતાં, મારૂં આખું શરીર કંપે છે. ભુજા ઘણા ભારે થયા છે, જો આ ઘડિયે એ મેધારિને દેખું તો બાથમાં ઘાલીને ભચેડી નાંખું, પણ શું કરૂં?

( દુહો )

મેઘગર્જના સાંભળી. સિંહ ઘણું ધુંધવાય;
પટકી શિર મરીજાય પણ, અરિબાથે ન બઝાય,

( આવેશમાં ને આવેશમાં એક મજબુત જાળી હતી તે પગ પ્રહારથી અને હાથથી હચહચાવીને કહાડી નાંખે છે. ચતુરી અંદરથી બહાર આવે છે.

**ચતુરી**—પ્રેમરાય, આ અંધારી ચાલીમાં થઇ, જ્યાં જવાઇ શકાયું ત્યાં જોઈ આવી, પણ પ્રતાપરાયના ભોંયરાનો કહિં પત્તો લાગ્યો નહિ. અરે પ્રતાપરાય હાથ લાગ્યા હોત તો કેવું સારૂં થાત?

( ગીતિ. )

મુજ સરખી અધિરી કો, નિજ પ્રિય શોધી નિરાશ થઈ જાય;
ત્યમ હું નિરાશ થઇ છું, મિત્ર વિયોગે ગઇ બધી આ'ય.

**પ્રેમરાય**—ચતુરી! તમે હવે વધારે બળાપો કરશો નહિ.

**ચતુરી**—( આંખમાં આંસુ સાથે ) અરે! પણ એક ક્ષણને અંતરે આવી વ્યથા આવી પડવાની હતી તો એક બીજાનો મનો ભાવ દર્શાવ્યો હોત નહિ તો પાંશરૂ પડત. ગમે તે કુળની, અને ગમે તે માબાપની બેટી હોઇશ; પણ પ્રતાપરાય સરખા તમારા સદ્ગુણી મિત્ર સાથે જોડાવાનું જાણી મને સંતોષ થવા માંડયો હતો.

**પ્રેમરાય**—તમારા મનમાં કાંઇક ઉંડી બળતા છે, અને તે તમારાં માત પિતા સંબંધીની છે એ જાણીને મને ઘણો ખેદ થાય છે.

**ચતુરી**—ગુણી પ્રેમરાય!

કોણ માત ને તાત કોણ છે, તેનો છે નહિ આરો
આવાં અંતર ઉપજે દુઃખ તે અંતરજામી નિવારો
કયા કુળમાં કયાં અવતરી છું, કોને ખોળે ખેલી
એ જાણ્યાવણ જીવડો ઝૂરે, ઘાયલ થઇ છું ઘેલી.

**પ્રેમરાય**—હેં! અમે તો તમને આપણા ગુરૂના એક ગરીબ રજપૂત મિત્રની પુત્રી જાણિયે છિયે.

**ચતુરી**—એક દિવસે હું ગુરૂજીની પોથિયો ફેરવતી હતી, તેવામાં, એક ઘણી સંભાળથી બાંધેલી પોથીમાં એક ન્હાની પત્રિકા જોવામાં આવી. તેમાં માત્ર આ એક દુહો હતો. (કહી સંભળાવે છે.)

(દુહો)

બાળક આ રજપૂતનું,
લાધ્યું રાખો સાથ;
પુરી પ્રીતિથી પાળજો,
રીઝવવા જગનાથ.

**પ્રેમરાય**—તમારૂં જીવિત ખરેખાત કોઈ વિલક્ષણ છે. રહો, જગનાથ એવું રાજાનું પણ નામ હોય.

**ચતુરી**—હેં! ત્યારે હું કોઈ રાજાની પુત્રી હોઉં!

**પ્રેમરાય**—હા, બ્હેન ચતુરી, એમ પણ હોય. હવે એક વાત, જે હજી સુધી મેં પ્રતાપરાય વિના કોઈના આગળ નિવેદન કરી નથી, તે તમને કહું છું. મારા પિતાએ મને એક તાકુ બતાવીને કહ્યું કે (મનહર)

વારસો દેવાને વ્હાલા, નગદી કે નાણું નથી,
વિદ્યા, બુદ્ધિ, વિવેકનો, વારસો હું આપું છું;
રાજ્યમાં પ્રવિણ થાજે, રાજનીતિ જાણી જાજે,
ધર્મ કીર્ત્તિ કાર્ય કાજે બોધ હું અપાવું છું.
માલ વિનાનો છે માલ, પણ તે અમુલ્ય માલ,
પેલા તાકામાં મૂકેલો તુને સુખકાર છે,

(એક તાકુ બતાવીને કહ્યું કે)

તે જોવાની યોગ્યતાએ પૂરો તું પ્હોંચી વળ્યો છું.
એમ ગુરૂ કહે ત્યારે જોવા અધિકાર છે.

**ચતુરી**—ખરે, એવી ચમત્કારિક વસ્તુ તે શી હશે!

**પ્રેમરાય**—આ બંધનમાંથી છૂટયા વિના હું શું પરાક્રમ કરી શકું કે, તે અત્યાનંદ પમાડનારી વસ્તુ જોવા પામું? અહો! ચતુરી! મારી પ્રિયા ચારૂમતી બ્હાર રહી રહી કાંઇ યુક્તિ નહિ કરતી હોય! અરે, એ બંધાયલી તે શું કરે!

(ધનાસરી રાગ–દીપચંદી તાલ–દુહા.)

પરમ કૃપાળ ઓ પ્રભુ! સર્વ સ્થળે તુજ દ્રષ્ટ,
દુઃખીં અમને અહિ જોઇને, કાપ અમારાં કષ્ટ.

**ચતુરી**—ન્યામક જગના જગતપતિ, તું ન્યાયી કે' વાય,
તે કારણ તું ન્યાય દે, તો સુખ અમને થાય.
બેલી નિર્ અપરાધીનો, પરમ કૃપાળુ ઈશ,
તો ગ્રહીં લે કર અમતણો, તુજ ચરણે અમ શીશ.

**પ્રેમરાય**—સાધન તેં દીધાવિના, શાને દીધું શૂર;
પ્રવાહપટ દીધાવિના, કૅમ ચડાવે પૂર.
સૃષ્ટિની રચના વિષે, છે તારો સંકેત,
તૅમ મને કંગાળ તેં, કર્યો ધરી કંઇ બેત?

**ચતુરી**—ભાઈ પ્રેમરાય! ન્યાયી ઈશ્વર આપણને ન્યાય આપશે જ.

**પ્રેમરાય**—પણ અરે, એક વાર છૂટી, એના શત્રુઓનો પરાજય કરતાં, તે, મને દૃષ્ટિએ જુવે, ને પછી હું મરૂં, તો મને સંતોષ વળે.

(ગાયન)

યુક્તિ સારી સૂઝાડીને, ઇશ્વર જો છોડાવે આજ,
ટૂકડે ટૂકડા અરિના કરીને, પાછો ભેગો કરૂં સમાજ;
કપટ કરી માથે મૂકેલો, પ્હેલો હું ઉરાડું તાજ,
પ્રિયાપ્રેમનું સાર્થક કરવા, કરૂં કહે તેવાં હું કાજ.

**વિદ્યાધર**—(પૂરેલુ બાકું ખુલ્લું થતાં) સાંભળો મોહનાદેવી, એ અવાજ તો પ્રેમરાયના જેવો છે.

**મોહના**—હા, હા, એ પેલા દેખાય.

**વિદ્યાધર**—(બાકુ તમામ ખોદી નાંખતાં) બાપુ પ્રેમરાય!

**પ્રેમરાય**—(ગુરૂજીનો અવાજ સાંભળતાં પાસે દોડી આવે છે.) કોણ? મને છોડાવવાને ગુરૂજી આપે આ પ્રયત્ન આદરયા છે?

**મોહના**—હા, એમની જ કૃપાથી તમે મુક્ત થાઓ છો.

**ચતુરી**—(દોડી આવીને મોહના દેવીને વળગી પડીને,) આવા વિકટ સમયમાં અમને ખરેખરી સાહાય્ય કરી.

**પ્રેમરાય**—(ગુરૂજીને સાથે લઇને પ્રત્યેક ખોલી, ખાંળી વળતાં અનુક્રમે, પ્રતાપરાય, ગુણવંતરાય, અને માનસિંહ નીકળી આવે છે.) ચાલો, હવે આપણે અહિંથી નીકળી જઇયે.

**વિદ્યાધર**—આ માર્ગે ચાલો એટલે મારા ઘરમાં જવાશે.

**મોહનાદેવી**—( ગુણવંતરાય પ્રતિ ) અને ત્યાંથી પ્રધાનાલયમાં જવાના માર્ગનો માર્ગ આપની ચેતવણી પ્રમાણે સાધી લેવાથી સર્વનો છૂટકારો થયો છે.

( સર્વ નીકલી જાય છે. )



# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—એક વન.



મેધારિરાય અને ચારૂમતી.

**મેધારિરાય**—આવી બળવતી ચારૂમતી છે, એવું હું જાણતો ન્હોતો. હું પ્રેમરાય નથી એવું જ્યારથી એ ચેતી ગઇ, ત્યારથી, એણે સટકી જવાને ઘણાં ફાં ફાં મારયાં, ને છેવટે હાથમાં તાળી આપીને ગઈ. જો મેં અશ્વારોની એક ટૂકડી અગાડી રાખી હોત નહિ તો એ પાછી ઝલાત નહિ. અશ્વારોએ મને સૂચના આપી છે તે પ્રમાણે મારે એની સાથે સંભાળથી વર્ત્તવું, કેમકે, જેને જીવની પરવા નહિ તે ગમે તેમ કરે. એ ઘણી વારથી એકલી છે, તેથી હવે હું એની પાસે જાઉં, ને જોઉં કે, વાત કરતાં કેવો છેડો આવે છે. ( જાય છે )

**ચારૂમતી**—( વિચારમાં ને વિચારમાં ) પેલો કાળ, મારી પાસે આવે છે. જો બળાત્કાર કરશે તો મારીને મરવું, નહિકર જીવતી પ્રિયા પ્રેમરાય પામશે. હવણાં તો એની જેવી બોલી તેવી આપણે પોલી ચલાવવી.

**મેધારિરાય**—(આવીને.) ( પ્રેમાન્ધ સ્થિતિમાં )

( ગાયન)

ચપળ ચતુરા મુજ ચારૂમતી !
મતિ મારી ભૂલાવી ભૂરકાવી લાવી રે, ચપળ૦

આંખ્ અણિયાળી, બરછી આળી,
ઝટ હૃદયે પેસારી, શાન્તિ મારી ટાળી રે. ચપળ૦
મુખની કાન્તિથી, પડેછે ભ્રાન્તિ,
(જાણે) સતી રતિમતિ મારી લૂંટી ચાલી રે; ચપળ૦
જુવે નિહાળી, નખરાંવાળી;
પગે પડી વળી વંદુ વ્હાલી વ્હાલી રે; ચપળ૦

ચારૂમતી! મારા ઉપર તને કોપ ચડ્યો હોય તો હું ક્ષમા માગું છું. પ્રીતિભાવથી મેં તને ઠગી છે, બીજું કારણ નથી. મેં તને એક વાત કહેવા ધારી હતી, તે હવે કહી દેવામાં માલ નથી. કેમકે, તે વાત એવી છે કે, તે ઉપર તું જો ધ્યાન આપે તો પ્રેમરાય પ્રતિનું તારૂં પ્રીતિમૂળ ઉખડી જાય.

**ચારૂમતી**—(સ્વગત) નામ તો મેધારિરાય છે, પણ કપટકાર્યમાં ઘણો કુશળ જણાય છે. (ચાસન) પ્રેમરાય વિષે તમે જે કહેવાને ઇચ્છો છો તે સાંભળવાને મારી મરજી નથી, તોપણ, ચિંતા નહિ. કહો, જે તમારે કહેવું હોય તે

**મેધારિરાય**—કુટિલદાસે પ્રેમરાયને સમજાવ્યો કે, ઢોલારાયની પ્રીતિ અસંપાદન કરીને તારાથી કાંઈ ચારૂમતીને પરણાય એમ નથી. ને ચતુરીના મનમાં એમ છે કે, પ્રેમરાય સાથે પરણવાનો લાગ આવે નહિ, તો જ પછી લાચારિયે પ્રતાપરાય સાથે પરણવું.

**ચારૂમતી**—શું, આ હું જાગૃત સ્થિતિમાં સાંભળું છું! મારી શાણી ચતુરી પ્રેમરાયને પરણવાનો કદિ પણ વિચાર કરે?

**મેધારિરાય**—તારા ભાવને લીધે તું ગમે તે ધાર, પણ ચતુરી જ્યારે ફૂટી ત્યારે જ તું મારા હાથમાં આવી છે. નહિકર ક્યાં આવવાની હતી? જો આ ચતુરી સાથે મોકલેલો કાગળ. (કાગળ ક્હાડી આપે છે.) તારી પોતાની ગાડીમાં બેશીને એ ચાલી ચાલી અમારી પાસે આવી ને કાગળ અમને આપ્યો.

**ચારૂમતી**—અરે ભગવાન! પ્રેમરાય ઉપર મેં લખી હતી તે જ આ પત્રિકા!

**મેધારિરાય**—હા, તે જ એ પત્રિકા. મારા હાથમાં આવી ત્યારે જ હું ચેત્યો તો. નહિંકર, મને ક્યાં ખબર પડવાની હતી જે,

**ચારૂમતી**—મારા પિતાજીને કેદમાં નાંખ્યા છે એ વાત ખરી?

**મેધારિરાય**—(સાવધાનપણું બતાવીને) મેં તો નથી નંખાવ્યા. પણ એ કૃત્ય પ્રેમરાયનું છે; તે કાંઇ ઘાલમેલ કરતો હતો ખરો.

**ચારૂમતી**—અમસ્તકી બનાવટ શું કરવાને કરો છો? પ્રેમરાય તે મારા પિતાને દુઃખ દે?

**મેધારિરાય**—હવણાં તારા ધ્યાનમાં નહિ આવે. પ્રેમ આંધળો છે. તારો વાંક નથી, પણ મારી બધી વાત સાંભળીશ ત્યારે તું જ કહીશ કે ખરી વાત.

**ચારૂમતી**—તમે ઠગવાની વાત કરો છો! (પ્રેમરાયે લખેલી પત્રિકા બતાવીને) જુવો આ પ્રેમરાયના હાથના જ અક્ષર છે અને મારી પ્રેમ પત્રિકાનું બરાબર ઉત્તર છે.

**મેધારિરાય**—એ કુટિલદાસની યુક્તિ છે, એવું જડજડાવ કામ તેણે કર્યું હોત નહિ, તો ચોકશી કરયાવિના તુ મારી સાથે નીકળી આવત કે? જો, એ પ્રેમરાયની પત્રિકાની પછવાડે, એક ખુણામાં, છેક ઝીણા અક્ષરથી શું લખ્યું છે? જરા તપાશ તો ખરી! (નિવાર્થ) હવે ઠીક સપડાશે.

**ચારૂમતી**—(સત્વર પત્રિકા ફેરવી ચારે ખુણા તપાશીને) અક્ષર બહુજ ઝીણા છે, પણ વંચાય એવા છે. (વાંચે છે) "મેધારિરાયની આશીષ"

**મેધારિરાય**—જુવો ત્યારે મેધારિરાયની આશીષ ફળી ખરી?

**ચારૂમતી**—(ગભરાઈને) અરે ભગવાન! હું તે શું સાચું માનું?

મેઘરિરાય—હું સાચું માની દઉં છું ત્યારે તું શંકા શું કરવા આણે છે?

ચારૂમતી—વારૂં, ત્યારે તમારે જે કહેવાનું હોય તે એક વાર બધું કહી દો.

મેઘરિરાય—લાલચ ને ધમકી બેયે બમણું કામ કરયું છે; લાલચ એમ બતાવી કે, ચારૂમતીને ગમે તે થતાં પણ તારે વ્હેરે પરણવા દેવાની નથી. ચતુરીનો તારાઉપર ભાવ છે, માટે તું એની સાથે પરણવાને કબુલ કરે તો આજથી તને સેનાધિપતિ ઠરાવિયે, કેમકે તું વ્યુહકળામાં કુશળ છે.

ચારૂમતી—પછી, પ્રેમરાયનું અને મારા પિતાજીનું, શું થયું?

મેઘરિરાય—પ્રેમરાયને ઢોલારાય સાથે મેળવ્યો, ને તે જ ક્ષણે તેણે સેનાધિપતિ બનાવ્યો. માનસિંહ દરબારમાં જ હતો તેને એકાએક ત્યાં જ પકડી લઇને કેદમાં રાખ્યો. એ વાત તારા પિતાના જાણવામાં આવી, એટલે, પોતાની પાસેના માણસોને સાવધાન કરતો હતો, તેટલામાં, કુટિલદાસે અને પ્રેમરાયે હજાર અશ્વારો લઈ જઇને ઘર ઘેરી લીધું. પ્રધાનને પકડી કેદમાં નાંખ્યો, કુટિલદાસને પ્રધાનમુદ્રા આપી; આટલું બન્યા પછી, હું તારા કુંજમાં આવ્યો.

ચારૂમતી—અરે! હું જાગૃત છું કે સ્વપ્નમાં આ બધું સાંભળું છુ!

મેઘરિરાય—તારા સર્વ તર્ક હવે તું જવા દે. આ વાત મારે કહેવી જોઈતી નહતી, પણ પ્રીતિ ભાવને લીધે જ સાચેસાચી કહી દીધી છે, માટે જેવો મારો તારા ઉપર ભાવ છે તેવો જ તું મારા ઉપર રાખ. ચ્હાય તેના ચાકર થઇયે, તેમ તું કરતી નથી ત્યારે હું તારો ચાકર થવાને તૈયાર છું. બોલ, વ્હાલી! શી ચાકરી કરૂં? (તેને વળગવા જાય છે.)

ચારૂમતી—(સકોપ ખશી જઇને) તમારા કાવાદાવા મારા હૃદયને કશી અસર કરી શકનાર નથી.

મેધારિરાય—(ચીડાઈને) મારી સાથે પરણવાનું, હા, કહે છે કે નહિ?

ચારૂમતી—મને અબળાને નિરાધાર સમજી સતાવવાનો પ્રારંભ કરવા માંડો છો, પણ તમે ભૂલી જાઓ છો કે, જ્યારથી હું ઠગાઈ છું એવું મેં જાણ્યું છે, ત્યારથી મેં મારા જીવની આશા છોડી છે. તમે એમ નહિ ધારતા કે એ અબળા જાતિનાથી શું થઈ શકવાનું છે. નિર્બળ પણ મરીને મારવા ઈચ્છે તો તે ગમે તેવા બળવાનને પણ મારી શકે છે, સાંભળ્યુ?

મેધારિરાય—ત્યારે તુ શું મારી સામે લડીને જય મેળવવા ઇચ્છે છે!

ચારૂમતી—તમે મને ગમે તેવી નિર્બળ ધારો, પણ મારા મનથી હું બળવાન છું. તમે રજપૂત પુત્ર હશો તો હું રજપૂત પુત્રી છું. વળી, મારા ગુરૂએ મને નીતિનું શસ્ત્ર એવું બળવાન આપ્યું છે કે તેનો મને સદા આશ્રય મળે છે, કેમકે,–

(સોરઠો)

પવિત્ર નીતિ વાડ઼ તન મનની રક્ષા કરે
હો દુર્ગુણની ધાડ઼, પણ તેશું ટક્કર ધરે.

મેધારિરાય—નીતિના હથિયાર વડે તું પોતાને નિર્ભય માની લે છે, નહિ વારૂ?

ચારૂમતી—એમાં શી શંકા? તમને ખબર નથી કે,

(સોરઠો)

નીતિ કવચે જેહ, મઢાયલું માણુસ ફરે,
સૌથી નિર્ભય તેહ, કો, તેને પછી શું કરે?

મેધારિરાય—તું મારા ખંડિયા રાજાના પ્રધાનની પુત્રી છતાં, તારો હું સ્વીકાર કરૂં છું, તેમાં તારૂં મ્હોટું ભાગ્ય ઉઘડ્યું તારે સમજવું જોઇયે, તેને બદલે, આનાકાની કરે છે તે કેમ ચાલશે? હવે હું તને જતી કરૂં તો મારી પ્રતિષ્ઠા જાય.

**ચારૂમતી**—તમારા સરખા અનીતિમાન મનુષ્ય કરતાં મારી પ્રતિષ્ઠા હું ઘણે અંશે શ્રેષ્ઠ સમજું છું.

**મેધારિરાય**—તું મારો ધિઃકાર કરે છે, તેથી હવે આજ હું સૂઝતું કહ્યા વિના છોડનાર નથી.

**ચારૂમતી**—મને અબળાને સતાવામાં પરાક્રમ માનો છો, તો હું પણ આજે તમને ખરેખરો દાખલો બતાવ્યા વિના રહેનાર નથી. રજપૂત પુત્રની સામે લડવાને તમારી હિમ્મત ચાલતી નથી, તેટલા ઉપરથી જણાય છે કે તમે કેવા ભીરૂ છો! પણ વળી રજપૂત પુત્રીની સાથે લડીને તમે શું ફળ ફ્હાડશો તે જીવશો તે જોશો.

**મેધારિરાય**—તું આકરાં વચન ઉચરીને મને ઉતાવળ કરવા ઉશ્કેરે છે.

**ચારૂમતી**—મેં મેધારિરાય જેવા નાગ સાથે લડત કરીને તેનો અંત આણ્યો એવી મારા પરાક્રમની વાત મારા પ્રેમરાયને કાને વ્હેલી પડે તેને માટે હું પણ અધીરી બની રહી છું. ચાલ પડ મેદાન.

**મેધારિરાય**—મારી સાથે હથિયારથી લડીને જય મેળવવાની આશા તું પછી રાખજે; હવણાં તો વગર હથિયારની લડાઇમાં જોઉં કે, કોણ જય પામે છે? (તેને વળગવા ધસે છે.) ને તેં માનેલો નાગ કેવો ડંસે છે?

**ચારૂમતી**—(સાવચેત થઇ, પોશાક સંભાળતાં) મેધારિ! તારૂં આજે આવી બન્યું છે; જાણ કે તારા ઉપર કાળ ભમે છે માટે જે કરે તે ચેતીને કરજે.

(ગાયન)

આજ તારૂં શૂર, અબળાપર ક્રુર;
જા હઠી તું દૂર, થઇશ ચૂરેચૂર.

**મેધારિરાય**—ના હું દૂર થાઉં, વ્હાલી વળગી જાઉં;
શું કરે તું આમ? કાં કથાળે કામ?

**ચારૂમતી**—દુષ્ટ દૂર થા, અહિંથી ટળી જા,
ચેતી ચપળ થા, લે તું લેતો જા.
લે તુ લેતો જા, આ કટાર કેરો ઘા, ઘા, ઘા, ઘા.

( મેધારિરાય ચારૂમતી ઉપર ધશી આવે છે; તેમજ, ચારૂમતી પોતાની કેડમાં કટાર હતો તે તેને મારે છે એટલે તે મૂર્છા પામી પડે છે, તેવામાં ચારૂમતી, પાસે, ઘોડા બાંધેલા હતા તેમાંથી એકને છોડી વગર સામાને અશ્વાર થઈ નાશી જાય છે. )

---:o:---

## પ્રવેશ ૨ જો

સ્થળ—વન.

---

**દાસી**—( પ્રવેશ કરીને ) અરે પ્રભુ, હવે હું મારાં બા[illegible] કયાં શોધું? એ કયાં ગયાં હશે ? એમનું શું થયું ? ભલા ઉદયસિંહનો પણ કહિં પત્તો લાગતો નથી. [illegible] જાઉં ? જોઉં વારૂ પેલી ઝાડીમાં. (જાય છે )

( લીલાદેવી ગાંડે વેશે પ્રવેશ કરે છે. એક મોર ધાઈને, તેને પકડે છે. )

**લીલાદેવી**—

મારા લાડકડાને કાજ, મારા બાળકડાને કાજ
આજ રાજ કાજ રૂડા, મોરલા મેં આજ[illegible]
મારા લાડકડાને કાજ

( મોર ઉડી ગયો એટલે )

અલ્યા ઉડી ક્યાં તું જાય, આવો નમ્હુરો શું થાય,
જાય, જાય, ઉડી જાય, હાય! હાય! આવું થાય?
મારા બાળકડાને કાજ, આવ પાછો ઉડી આવ
લીલા રંગીલા પોપટડા.

બાલક ચકલી પાછળ ઉડયો, એ તો ઓલ્યા જળમાં બૂડયો,
બૂડયો! બૂડયો! મારો વ્હાલો બાળ બૂડયો.

મારા લાડકડા એ બાળ. (રડે છે.)
ઓલી ગુફામાં એ ચાલ્યો.
એને પેસતાં મેં ભાળ્યો, મારા રંગીલા એ બાળ!
(ગુફામાં પેશી જાય છે.)

( દાસી પ્રવેશ કરે છે. )

**દાસી**—ફાળકાની પેઠે, ફરી ફરીને થાકી ગઇ. હવે તે હું ક્યાં ખોળું ? અરે ઓલ્યો કોઇ અહવાર આવે છે. (ન્યાળી જોતાં) ખરે! આ તો રાજનગરના બાલારાય જેવા છે. (ઘોડે ચડેલો બાલારાય પ્રવેશ કરે છે.) મહારાજ! કોઈ ગાંડા સરખી, પણ કુલીન દેખાવની બાઈ આપના દેખ્યામાં આવી?

**બાલારાય**—તમે કોણ છો? તે કોણ છે? અને તમે આ વનમાં એકલાં કેમ ભમો છો?

**દાસી**—હું તે બાઈની દાસી છું, ને તે મારાં બાઇ સાહેબ છે. કુંવરના–અરે દીકરાના વિજોગે તે ગાંડાં થયાં છે, ને નગરમાંથી અહિં નાશી આવ્યાં છે, તેમની પછવાડે હું હોધવા આવી છું.

**બાલારાય**—આશ્ચર્ય–(સ્વગત) એમાં કાંઈ ભેદ છે. કુંવર એવો શબ્દ બોલી ગઇ તે સુધારીને દીકરો કહ્યો તેથી મને લાગે છે કે તે કોઈ રાજવંશી હશે.

**લીલાદેવી**—(ગુફાની એક બાજુએ નીકળીને, રાગમાં)

આવ્યો, કુંવર આવ્યો,
માને રડતી જાણી ધાયો,
રાજ મારો કુંવર આવ્યો.

(બે ત્રણ વાર ગાય છે.)

**દાસી**—એ કહિં આટલામાં જ બોલે છે.

**બાલારાય**— પેલી ગુફામાંથી મારા ભણી જોઇને એમ બોલે છે ને આપણા ભણી આવે છે.

**દાસી**—રાજાજી! દયા ને માટે મારૂં એક વચન માનશો?

**બાલારાય**—હા, રાજીપાથી.

**દાસી**—એ બાઈ આપનો રાજવંશી ડોળ જોઇને ઘણાં ગાંડાં કહાડશે માટે–

**બાલારાય**—હું સમજ્યો. (ઘોડા ઉપરથી ઉતરી પડીને) દાસી, ઝાલ, આ ઘોડાની લગામ; લે આ હાર; રૂહેવા દે તારી કોટમાં, ને બાંધ આ પોશાક, આ પાઘ ને મારો ડગલો.

(ગાંસડી બાંધી કાડડે લટકાવે છે.) કેમ, હવે મને રાજવંશી જાણશે?

**દાસી**—ના, હવે નહિ જાણે!

**લીલાદેવી**—(પ્રવેશ કરીને બાલારાય ભણી જોઇને) મારા વ્હાલા કુંવર, મારી દાઝ જાણીને આવડો મ્હોટો થઇને આવ્યો? આવ્યો, ભલે આવ્યો, બાપુ! તને વાગ્યું તો નથી? ઓ! મારા વ્હાલા, વ્હાલા, વ્હાલા કુમાર (બાઝીને રડે છે. પછી હશીને) રાજ્ય ચલાવે એવો, ને વળી, જેવો જોઇયે તેવો. કુમાર! વળી કોઈ પંખી તને લઇને ઉડી જશે, માટે ચાલ પેલી ગુફામાં.

**બાલારાય**—(તેની સાથે જતાં) દાસી, તું આ ઘોડાની લગામ પકડી ઝાલજે, હવણાં હું એમને લઇને પાછો આવું છું. ચિંતા કરીશ નહિ. હું તમને નગરમાં લઈ જઇશ. (ગુફામાં જાય છે) ઘોડો રાજા પછવાડે જવાને દાસીના હાથમાંથી નાશી જાય છે. દાસી તેની પછવાડે ધાય છે.)

(ચારૂમતી ઘોડા ઉપર બેઠેલી પ્રવેશ કરતાં ઢળી પડે છે)

**ચારૂમતી**—(પ્રવેશ કરીને) શત્રુના ઘોડાએ શત્રુનું કામ ખરેખરૂં સાર્યું. મને પછાડી નાંખીને કોણ જાણે ક્યાંય જતો રહ્યો. આ ચરા જેવી જગ્યા એકાન્તમાં છે, માટે શાન્તિ વળતા સુધી, અહિયાં જ બેસું (બેસે છે) અરે ભગવાન! આ દુઃખનો છેડો ક્યારે આવશે? મેં કેવી આશા બાંધી હતી? મારા પિતાની માઠી સ્થિતિ થઈ હશે, તેમાંથી તેને મુક્ત કરવાને હવે મારાથી શું થાય એમ છે? મારી માતા મારે વિષે શું ધારશે? અને મારો પ્રિય–પ્રેમરાય એમ નહિ ધારે કે, છેવટે, એ કપટની બાજી ખેલી? અરે! ત્યાંના સમાચાર કોણ આવીને કહે? અહો! એ બધું જાણુવાને મારૂં મન કેવું અધીરૂં થઈ ગયું છે. હાશાસ! આ પવન ઠીક આવ્યો.

(માલિની વૃત)

પવન લહરીં સાથે, પુષ્પનો વાસ આવે,  
મધુકર હરખાઈ, ઉડતો જાય ભાવે;  
મળીં સુમન કળીને, સુખિયો એહ થાશે,  
બહુ પિડિત હું તો છું, હેતુને ક્યાં મળાશે?

(ઉઠવા જતાં) અરે! ઓ! (બળાત્કારે ઉઠીને આશ્ચર્ય પામીને) આ શું? પેલો દેખાય છે એ ઘોડો કોનો? મને પાડીને નાઠો તે તો નહિ? એના ઉપર તો પલાણ હતું નહિ અને આ તો પલાણુવાળો છે. કાઠડે વળી પોટકી શાની

દેખાય છે? (ચાલતાં ચાલતાં) ચાલ નિરાંત થઈ, દયાળુ પરમેશ્વર મારી બ્હારે ધાયો, અને મારે માટે જ મારૂં દુ:ખ જાણીને એને મોકલ્યો. (જઇને ઝડપથી તેની લગામ ઝાલે છે ને પોટકી જુવે છે.) ઓહો! આ તો પુરૂષનો પોશાક છે. ચાલ ઠીક થયું. એ પોશાક પ્હેરીને અશ્વાર થાઉં એટલે કોઈ ઓળખશે નહિ અને એ કોઈ પાસેના નગરનો હશે તેથી એની લગામ છૂટી મૂકીશ. અને એની ઇચ્છા પ્રમાણે જવા દઇશ તો મને તે ત્યાં લઇ જશે. (પોશાક પ્હેરતાં ગાય છે)

(ગાયન)

મને આ તક મળી છે સારી, પ્રભુજી દેશે ઉગારી;
નહિ ડરીને, હય ચડીને, પટાવીને, કલાવીને, ચલાવીને,
ઝટપટ પણ તો,
એ અતિશય સુખકારી. મને આ તક મળી છે સારી.
પ્રભુએ આ પળ સા'ય કરી, ઝટ સાધન મેળવી આપી સારૂં
ક્રુર થકી બહુ દૂર લગી, છટકી જાવા કર્યું કામ અમારૂં,
થશે એ અતિશય સુખકારી. મને આ તક મળી છે સારી.

(અશ્વાર થઈ, ઘોડો જાય તેમ જવા દે છે)

---:o:---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—વન.



(દાસી પ્રવેશ કરે છે)

**દાસી**—ઘોડો ગયો, હું રાજાજી ને શું કહીશ! જે ગુફા આગળથી દોડી તે ગુફા પણ હવે જડતી નથી. અરે, પેલા પાળા ધાતા કેમ આવે છે? (પાળા પ્રવેશ કરે છે)

(ગાયન)

પાળાનો નાયક—હેડો હેડો ભાઈયો હેડો
ખાવા મળશે મ્હોટો પેંડો;
બધા પાળા—અરે વાહરે વાહવા વાહવા.
ઝટ પટ ચાલો, હામો ઘાલો
ટેકો આલો, હાલો, હાલો
બધા પાળા—અરે વાહ રે વાહવા, વાહવા.

પ્હેલો પાળો—જુવો પેલો રાજાજીનો હાર. આ બાયડીની કોટમાં છે. બાંધો, ઝાલો, મારો ને લ્યો નગરમાં. કોટવાલની હજુરમાં લઈ હાલો. (તેને બાંધી લઇ જાય છે)

——:o:——

## પ્રવેશ ૪ થો.



(ચારૂમતી ઘોડા ઉપર બેઠેલી પ્રવેશ કરે છે)

કોઇ પુરૂષ—(ઉદય સિંહ છટાપાટ પડયો છે) અરે, ઓ ભાઈ અશ્વાર, દયાને માટે જરા થોભો, પ્રભુને વાસ્તે મને કાંઈક આશ્રય આપો, મારા પ્રાણ જાય છે.

ચારૂમતી—(ઘોડો અટકાવીને) કૃપા કરીને મને સત્વર જણાવો, શો આશ્રય જોઇયે છિયે? (આશ્ચર્ય પામી ને) અરે, આ કોણ? હું શું દેખું છું? કોણ ઉદયસિંહ? (ચાસન) જો તમે ઉદયસિંહ હો તો મનુષ્ય દેહ ધારણ કરીને મને બીવરાવો નહિ, મારા મનમાં કેવો ત્રાસ છે એ જો આપ જાણો તો આ પ્રમાણે મને સંતાપો નહિ.

કોઈ પુરૂષ—આ તો નવાઇની વાત! ભાઇ અશ્વાર! તમે પણ મુજ સમાન ગાભરા બની ગયા છો, અને મારા જેવા કોઇયે આપને ત્રાસ દીધો હોય, તેનું સ્મરણ થતાં મારાથી ડરો છો, એમ જણાય છે.

**ચારૂમતી**—તમે ભૂત તો નથી? કદાપિ હો તો ભલે, સંબંધી છો, માટે મને દુઃખમાંથી છોડાવો. (સ્વગત) અરે, પણ હું આવડી બધી કેમ બ્હાવરી બની ગઇ છું. ઘણાં માણસના મ્હોં મળતાં આવે છે; આ પ્રમાણે નબળાઈ બતાવવી એ ઠીક નહિં (ચાસન) પણ વારૂ, તમે તમારૂં નામ કેમ નથી કહેતા?

**કોઈ પુરૂષ**—તમારે–નામનું–શું–કામ છે? મારાથી–ઝાઝું–બોલાતું નથી. મને નગરમાં લે–લે–લે (મૂર્ચ્છાંગત થાય છે)

**ચારૂમતી**—(સ્વગત) ભૂત હોય તો આટલી વાર ટકે નહિ, આમ મૂર્ચ્છા પામે નહિ. (નીચે ઉતરીને) ખરે એ તો એ જ. આહા! કેવી પ્રસન્ન મુખમુદ્રા. મારા પિતા જેટલો પ્રેમ એમના ઉપર મને આવે છે. કેમ ના આવે! જો એ એ જ હોય તો પછી સંશય શાનો? ઓ પ્રિય, ઓ મારા પ્રાણ પ્રિય પ્રેમરાય! તું આ વેળાએ અહિં હોય તો તને કેટલો બધો આનંદ થાય?

**પુરૂષ**—હેં કોણ! પ્રેમરાય! પ્રેમરાય! મારા નીકળી જતા પ્રાણને થોભાવી રાખનાર પ્રેમરાય? હા, હું ઉગર્યો, મારા ચાલી જતા પ્રાણને તેં થોભાવી રાખ્યો.

**ચારૂમતી**—તમે ઉદયસિંહ? જીવતા ઉદયસિંહ?

**પુરૂષ**—હા, હું ઉદયસિંહ, જીવતો ઉદયસિંહ! પાણી, પાણી, પાણી. (મૂર્ચ્છા પામે છે.)

**ચારૂમતી**—હવે હું શું કરૂં, મારાથી આમ મૂકીને કેમ જવાય? પ્રાણ ગયો પછી શા કામનું? શરીર! થા વેગવાન (ઘોડે બેશી આમ તેમ દોડતાં એક સ્ત્રીને જોઇને) ઓ બાઈ! જરા થોભ (પાસે જઈ પ્હોંચે છે) શું આ તારા ટોપલામાં ભાથું છે? આ શું પાણીની ઝારી છે? બાઈ, મા, બ્હેન, લે આ મંડીલ, ને આપ તારો ટોપલો. એક માણસનો પાણી સારૂ તલ્પી તલ્પીને જીવ જાય છે. (મંડીલ તેના ઉપર ફેંકીને ટોપલો માથેથી ઉપાડી લઇ દોડે છે.)

**ઉદયસિંહ**—પાણી. પાણી. હા.

**ચારૂમતી**—( વળી આવીને ) પિતા ! પાણી લાવી.

**ઉદયસિંહ**—( ગળામાં ) પ્રેમરાય કહે છે ને **લાવી** કહે છે. જીવ ભ્રાન્તિમાં પડયો તેથી જ થોભ્યો, નહિ તો નીકળી જાત.

**ચારૂમતી**—( તેના મ્હોમાં પાણી મૂકે છે એટલે થોડી વારે શુદ્ધિમાં આવે છે ) પિતા ! શાન્તિ વળી ?

**ઉદયસિંહ**—હા, જરાક વળી. પણ પ્રેમરાય સુખી છો? (ન્યાળીને જુવે છે)

**ચારૂમતી**—( સ્વગત ) અરે હું શું કહું, મારો જીવ ગભરાય છે.

**ઉદયસિંહ**—( સ્વગત ) ફેંટો વિંટયો છે પણ ચોટલો દેખાય છે ! એ તો વનદેવી, મારૂં રક્ષણ કરવાને આવી હોય એમ જણાય છે. ( મ્હો મ્હોળું કરે છે. )

**ચારૂમતી**—( પાણી મ્હોંમાં મૂકે છે, તે ઉતરચા પછી રોટલાનો ભૂકો કરીને ખવરાવે છે ) પિતા, ગળે ઉતારો.

**ઉદયસિંહ**—( જરા વધારે શુદ્ધિમાં આવતાં ) હા, હા ઓળખી પણ એ કયાંથી? એ તો વનદેવી.

**ચારૂમતી**—( સ્વગત ) શું મને ઓળખી ! ઠીક. જાણવાથી એમના ગભરાતા જીવને શાન્તિ વળશે ! પણ વિગત પૂછે તો મારે શું કહેવું ? ( તેને ખવરાવતાં ) આટલો રોટલો ખાશો તો શુદ્ધ સારી પેઠે આવશે.

**ઉદયસિંહ**—બાપુ, તમારા હાથમાં જ અમૃત છે. રોટલાના ગેરની સાથે તે મારા મ્હોંમાં ઝમતું હોય, તેમ મને તૃપ્તિ થઈ. મારા ઉપર તમારો ઘણો આભાર થયો, તેનો બદલો હું શો વાળી શકું ?

**ચારૂમતી**—ઉદયસિંહજી, મને બદલો આપવો પડશે, એમ આપ જાણી બેઠા હો, તેમ મને અગાઉથી એવો અમૂલ્ય બદલો આપ્યો છે કે, મરણ પર્યંત મારાથી વિસરાય એમ નથી. (ગભરાઈને) કોણ, કોણ આવે છે? નો'ય! નો'ય એના માણુસ નો'ય; એ તો પેલી બાઈ, પણ એને કેમ બાંધી હશે વારૂ? (ખેડુતની સ્ત્રી સાથે બાલાપુરીના પાળા પ્રવેશ કરે છે)

(ગાયન)

**એક પાળો**—લે લેતી જા લાત, તને મુચા મારૂં હાત,

**બીજો પાળો**—ભલી આવી છે હાથ, લે લેતી જા લાત.

લાત લેતી જા લાત

**ત્રીજો પાળો**—અલ્યા માર, માર, માર, એને માર ખૂબ માર.

**ખેડુતની સ્ત્રી**—ભલા ભાઇ! ભલો થા,
અરર! મારતો ન જા
કરે આવા શા ઘા,
મોઇ, મોઈ, મોઈ, હું તો મોઈ રે મોઈ.

પાળા—તું તો અમારી છે ચોર,
આ શો શોર ને બકોર,
આમ વળ આણી કોર,
લે જા તું લેતી, જા તું લેતી,
લેતી તું જા, ખૂબ ઠોંસા તું ખા
લેતી તું જા, ખૂબ ઠોંસા તું ખા

(બાઇને બાંધે છે.)

**ચારૂમતી**—અરે ઓ ભાઈ! આ બાઇને તમે કેમ બાંધી છે?

**ખેડુતની સ્ત્રી**—જુઓ ભાઈ, આ મંડીલ તમે મને આપ્યું ખરૂં કની?

**બીજો પાળો**—જો આપણા રાજાજી જડયા ખરા? આપણે એમને માટે ચેટલા બધા અથડાયા?

**નાય**—(ચારૂમતી ને ન્યાળીને જોતાં) તમે કોહો, કુણ છો?

**ચારૂમતી**—અમે પરદેશી છિયે.

**નાયક**—આ ઘોડો ક્યાંથી લાવ્યા?

**ચારૂમતી**—અમને માર્ગમાંથી મળ્યો.

**નાયક**—એના ઉપર કોઈ બેઠેલું હતું?

**ચારૂમતી**—ના, કાઠડે આ મંડીલ ભરવેલું હતું, અને મેં પ્હેર્યો છે તે પોશાકની ગાંસડી બાંધેલી કાઠડા ઉપર લટકતી હતી.

**નાયક**—અમારા રાજાજીનો ઘોડો! અને તેમણે પ્હેરેલો પોશાક આ પરમાણે તમારા હાથમાં આવવાનું ચોકઠું બેસતુ આવતું નથી.

**ઉદયસિંહ**—ચોકઠું બેસતું ના આવે તેમાં એ શું કરે? એ તો ખરી વાત છે તે કહી દે છે.

**પ્હેલો પાળો**—બેહ બેહ ડોહલા. રહે વેગળો. શેખાદિયો કરતો.

**ઉદયસિંહ**—ભાઈ! જરા સંભાળીને બોલ.

**નાયક**—એમ ચઢીને બોલવાનું કાંઇ કાંમ નથી. તમે ગમે તે હો, પણ અમારે તો તમને દરબારમાં લઇ જઇને રજુ કરવા પડશે. પછી તમે જાણો ને કોટવાલ જાણે. અમારૂં કાંમ તો મુદ્દા પકડીને રજુ કરવાનું છે. આ ઘોડો અમારા રાજાજીનો, ને પોશાક પણ તેમનો, તે તમારી પાહે શી રીતે આવ્યાં તેનું ખાતરી થાય એવું ઉત્તર તમે આપી શકતા નથી માટે તમે રાજના ચોર છો. અલ્યા ઓ પાળાઓ, બાંધો એ બેને, ને લ્યો દરબારમાં.

**ચારૂમતી**—જુવો ભાઇ, બાંધવાનું કાંઇ કારણ નથી. અમે અમારી મેળે આવિયે છિયે. પણ આ વૃદ્ધ ગૃહસ્થ મને

અચાનક આ વનમાં મળી ગયા છે, તે આખા દિવસના ભૂખ્યા ને તરસ્યા છે. તેમને ઉગારવાને માટે આ બાઈ પાસેથી મેં ભાથુ ને પાણી લીધાં માટે આ બાઇને છોડી મૂકો ને આ વૃદ્ધ માણસને તેને ઉતારે પ્હોંચાડી દ્યો.

પ્હેલોપાળો—હવે મૂકો તમારી લવરી, થાઓ આગળ.

( ત્રણેના હાથ બાંધી લઇ જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—બાલાપુરીનો માર્ગ



પાત્ર—હેરક અને **ભીમજી**

હેરક—(વેરાગીના વેષમાં ઝોળી ભરવેલી છે.)

**(ગાયન)**

મારે હેરવું, ઝોલી ભેરવું, વેષ લઇને ચલાવું જીભ ટેરવું,
મારે જાગવું, સાચું ત્યાગવું, આવે લાગ ત્યારે નોંધ લેવા લાગવું;
ઝાઝા લોકને, ઠગુ થોકને, નવ છોડું કદાપિ હું કોકને,
બોલું બેસતું, દીલે પેસતું, ત્યારે કહે છે હેરક છે બેશ તું

(ભીમજીને આવતો જોઈ) ભીમજી! આજ એવા સમાચાર લાવ્યો છું કે તેનો સારો ઉપયોગ કરતાં જો આવડયો, તો, તેથી તારૂં, ને મારૂં કામ થાય એમ છે. મને દશ હજારનું એક ગામ અપાવજે. વધારે હું માગતો નથી.

**ભીમજી**—આપણે બે સગા છિયે, ને વળી આપણા બંનેના ભલાનો આધાર આપણા યજમાન, ભાયાત ઉપર છે. એને જો ગાદી મળી તો એક ગામ શું? સાત અપાવું, સાત.

**હેરક**—પ્હેલી વારની મારી બાતમી, અને યુક્તિનો તમને ઉપયોગ કરતાં આવડયો નહિ. રાણીની અંગની દાસીને મેં આડું અવળું સમજાવીને કુંવર ચોરી આણ્યો. પણ નીકલી કુંવરી. તેમાં મારો કાંઈ દોષ હતો વારૂ?

**ભીમજી**—રાંડ રાણિયે બે જણ્યાં છે એમ ક્યાં જાણવામાં હતું? પણ પેલી બાતમી શી છે તે ક્હોને,

**હેરક**—રાજા ચાર દિવસથી શિકારે ગયા છે. સાથથી વિખુટા પડતાં ત્યાંથી સાથિયો પાછા થાકીને આવતા રહ્યા છે. પણ ખોળ કરવાને બીજા માણસો ગયા હતા.

**ભીમજી**—વાહ રે ભાઇ! કામ જ થયું તો; વારૂ; પછી–પછી.—

**હેરક**—રાજાજી ખોવાયાની વાત મેં જાણી કે તુરત હું તમારે ઘેર આવ્યો હતો.

**ભીમજી**—હું રાંડનો ગામ ગયો હતો; વારૂ પછી, રાજા ના જડયો?

**હેરક**—ના. પણ એક રૂપાળો માણસ ઝલાયો છે તેની પાસે રાજાનો ઘોડો હતો. અને પોશાક પણ તેણે રાજાનો પ્હેરયો હતો. તેને આજે હવાલતમાં રાખ્યો છે.

**ભીમજી**—બહુ સારી ખબર, તારૂં ગામ હવે પાકી ચૂકયું.

**હેરક**—ઠીક ત્યારે, ભાયાત ક્યાં છે? કરાવી આપો મને લેખ.

**ભીમજી**—કસુંબો પિયે છે ત્યાં ચાલો આપણે જઇયે.
(જતાં જતાં)

**ભીમજી**—પ્રધાને મને બોલાવીને બધું કહ્યું છે. હવે ભાયાતનું, તારૂં, મારૂ, ને પ્રધાનનું, સર્વેનું સારૂં થાય એવી યોજના થઈ

ચૂકી છે. બીજા ન્યાયાધીશની કચેરીમાં પકડાયલા માણુસનો ન્યાય કરીને ફાંશી દેવામાં આવનાર છે તે જોવા ચાલ આપણે જઇયે. ( જતાં જતાં )

( ગાયન )

ન્હાનાનો મ્હોટો થઇ જાતાં હવે બનીશ હું ફાંકડો,
જો મુજ મૂછનો આંકડો. (મૂછોને બે હાથે આંકડા વાળે છે.)
હેરક—ગણ તું એમાં મારો પાડ. તુજ માટે ખાણુંયો મેં ખાડ
ભીમજી—પાડી છે મેં ઘરઘર ધાડ. એવો હું છું ફાંકડો,
જો મુજ મૂછનો આંકડો.
હેરક—તુજ મુજ સુખનો ઉગ્યો સૂર, ભરી દેશું ઘર ધનથી પૂર
ભીમજી—કુટિલ થઇ જઇ બનશું ક્રુર, જયમ વર્તે છે માંકડો;
જો મુજ. મૂછનો આંકડો.
હેરક—ઘર તુજ છોટું મ્હોટું બાંધ, પાડોશીને મારી ખાંધ.
ભીમજી—પૂરી લાપશી મુજ ઘર રાંધ. નહિ રાખું જીવ સાંકડો
જો મુજ મૂછનો આંકડો.
( બંને જાય છે )

———:o:———

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—બાલાપુરમાં બાવાતનું ઘર



બાવા—(સાથે દારૂ પીતાં)

( ગાયન )

દારૂ પિયો જી તમામ, તમામ, તમ દારૂ પિયો જી તમામ,
પીતાં ન લાજી, તે તો પાજી, દિયોજી, જિયોજી, [illegible].
ખૂબ આજે દારૂ પિયો જી તમામ.

મધુ મધુ સમ, જાતો રાખે દમ
બચાવે પચાવે, નચાવે, મધુ મધુ
પિયોજી તમામ.

**ભાયાત**—દારૂ પીતાં જો નાચ થાય તો રમુજ પડે. અહિં કુણ છે. મોકલે ઓલી નાયકાની ટોળીને

**નાયકાટોળુ**—(પ્રવેશ કરી)

(ખમાચની ઠુમરી)

લાલમ લાલમ લ્હેરો ગુલાબી લાવે, આવે, લલચાવે,
ગુલાબી દારૂ લાવે, કાંઇ લાલમ લાલમ લ્હેરો૦
રમત ગમત સરસ કરીને, રંગીલા રંગ મચાવે,
લાલમ લાલમ લ્હેરો ગુલાબી લાવે કાંઈ લાલમ૦
મનપર, તનપર અસરજ આણી થન થન તાન નચાવે
સથડ, પથડ, લથડ દેઇ લંકની વંક લચાવે,
લાલમ લાલમ લ્હેરો ગુલાબી લાવે કાંઇ લાલમ૦

(હેરક ને ભીમજી પ્રવેશ કરે છે.)

**ભાયાત**—રામ, રામ, હેરક રામ, રામ. બહુ દ્હાડે જણાયા તો, કાંઇ ખબર અંતર ?

**હેરક**—હા, દરબાર.

**ભાયાત**—(માણસો સામે જુએ છે એટલે તેઓ ઉઠી જાય છે. પછી હશીને) ગાંડો રે ગાંડો! તે દહાડે મને રાજા બનાવ્યો હતો, પણ પછવાડેથી ફૂશકી જ્યું. આ ભીમજીની આંખો ક્યાં ઉઘડે છે, હજુ રાજા થાતાં થાતાં આ દાઢી બધી પળી ગઈ ને ડાચું બધું બોખું થઇ જ્યું

**ભીમજી**—રાજા શિકારે ગયો હતો તેનો પત્તો લાગતો નથી. વાઘ કે વરૂએ ફાડી ખાધો હશે, અથવા તો, એનો ઘોડો અને પોશાક સહિત જે માણસ પકડાયો છે તેણે રામશરણ પ્હોંચાડી દીધો હશે

**ભાયાત**—કામ જ થયું તો: જા ભીમ, થા ઉતાવળો, હવે તો કાંક કરય.

**ભીમજી**—એ તો ખરૂં, પણ આ હેરકને એક ગામ લખી આપો જે કાળજી રાખીને બીજી ખબરો લાવતો રેહે.

**ભાયાત**—બહુ હારૂં લખો લેખ. હા, હવે હું રાજા થયો.

**ભીમજી**—બોલ હેરક, કિયા ગામનો લેખ કરિયે.

**હેરક**—હવણાં હું વધારે લોભ કરતો નથી. મને ભીમડિયું ગામ લખી આપો એટલે ચૂક્યું.

**ભાયાત**—આ લેને **ભીમડિયું**, પછી શું ?

**ભીમજી**—(લેખ લખી સહિ કરાવીને) લે હેરક, આ તારો લેખ. જા, હવે તું તારા કામમાં લાગુ રેહે.

**હેરક**—(ભાયાતને) રામ રામ રાજાજી! રામ રામ. (જાય છે.)

**ભીમજી**—જુઓ, ઠાકોર, હવે હું પ્રધાન પાસે જાઉં છું. એને વીશ ગામનો લેખ કરી આપવો પડશે; ને બીજું હવણાં દતવું પડશે તે જૂદું, જાણો છો? સોૢસપારશ, ને એક મૂળાર્પણી

**ભાયાત**—ભીમ, તને સદર પરવાનગી છે; તને જમ ફાવે તમ કર ,પણ એક વાર મને રાજા કર ને.

**ભીમજી**—મને તમે દશ ગામનો લેખ આગળ કરી આપ્યો છે, પણ માથે રાજા છતાં તેનું કાટલું કરીને તમને રાજા કરવાના છે, માટે, બીજાં પાંચ વધારે લખી આપવાં પડશે.

**ભાયાત**—ભીમ, જો આમ, તું મારો કારભારી તે તને રાજી કરીશું. ધીરો રહે.

**ભીમજી**—એકલા બોલમાં હું રાજી થવાનો નથી. માથું વેગળું મૂકીને કામ કરવાનું છે, માટે તમારા કરમપાંતીના ગરાસમાંથી પાંચ ગામનો લેખ હું લખાવી લાવું તે ઉપર સહિ ખેંચી આપો.

**ભાયાત**—તું એવડો અધીરો ચમ થાય જે, મારા ગરાહમાંથી ગામ ચમ માગું છું.

**ભીમજી**—આખા દેશના તમે રાજા થશો, એટલે તમારો ગરાસ પછી કયાં જૂદો રહેવાનો છે?

**ભાયાત**—બહુ હારૂ તારે, લખી લાવ્ લેખ.

**ભીમજી**(સ્વગત) ઠાકોર રાજા થાઓ કે એમના એમ આશામાં મરો. વાગ્યો તો તીર, નીકર ટપ્પો; ખોટું લેણું કહાડીને સાનમાં ગામ લખી લેઉં છું, એટલે રાજા નહિ થાય તોય પણ, મારી ખાસડે ને ગામો પડાવી લઇશ.

(ઉતાવળો લેખ લખાવી લાવે છે ને સહિ ખેંચાવે છે.)

**ભાયાત**—(લેખઉપર સહિ કરીને) લે તું રાજી થા, જા હવે પરધાનને ઘેર, ને કર્ નક્કી.

**ભીમજી**—આ ચાલ્યો. (લેખ ગુજામાં મૂકીને જાય છે)

**ભાયાત**—(જતાં જતાં)

(ગાયન)

મારૂં મનડું મસ મલકાય છે,
મોજ માણુવા દોડ્યું જાય છે—ટેક
રાજા બનીને બાંકો બનીશ હું,
વાંકો બનીશ હું થાકો બનીશ હું;
ચોખે ચીતડે ન્હાય છે,

મારૂં મનડું મસ મલકાય છે.
રાજા બનીને કસુંબા પી'શ હું,
ડાયરા ભરીશ હું, દારૂ ઢાંશીશ હું;
નાચની ગતે નચાય છે,
મારૂં મનડુ મસ રીઝાય છે.

———:o:———

## પ્રવેશ ૭ મો

### સ્થળ—પ્રધાનની હવેલી.



**પ્રધાન અને ભીમજી.**

**પ્રધાન**—ભીમજી! તમે ઠીક વેળાએ આવ્યા. કામ સફળ થવાનું આ પણ એક ચિન્હ છે.

(ગીતિ)

કામ સફળની વેળા, સંધી સારી બધી મળી આવે,
વા વાઝડ તોફાનો, વર્ષાને લંગડી કરી લાવે.

**ભીમજી**—હા મહાશય; રાજાની વાત ખરી કે?

**પ્રધાન**—ખરી કે ખોટી તેનું તમારે શું કામ છે. હું કહું તે પ્રમાણે કરવાને ભાયાત રાજી હોય તો પૂછી આવો.

**ભીમજી**—વગર પૂછ્યે પૂછેલું છે.

**પ્રધાન**—તો ઠીક; ત્રીશ ગામ, તોશાખાનામાં હાલ સિલક છે તેમાંથી અર્દ્ધોઅર્દ્ધ અને હવણાં દશ લાખ રૂપિયા રોકડા.

**ભીમજી**—એ શરતો કબૂલ છે, પણ ત્રીજીને માટે પૂછવું પડશે, કેમકે ઠાકોરની પાસે ઝાઝો જીવ નથી. પ્હેલી વારના કાવતરામાં બધી પુંજી ભોર મૂકાઇ ગઈ, ને વળ્યું નહિ કાંઇ.

**પ્રધાન**—તે વેળાનું પાપ હજી મને નડે છે. બામાના ક્‌હેવા ઉપરથી, આપણો બાળ રાજા મારા ઉપર નારાજ ર્‌હે છે. મારી ,સત્તા ઓછી કરી નાંખવાને માટે બધું કામ પોતે જાતે કરે છે. ગુણવંતરાયની પૂછપરછ કરે છે, અને વળી, મને કુંવરી માટે પણ એક વાર પૂછયું હતું.

**ભીમજી**—ત્યારે તમે શું કહ્યું?

**પ્રધાન**—મેં તો કાને હાથ દીધા, પણ, કુંવરીને ચોરવામાં ગુણવંતરાયનું કાવતરૂં છે એમ ખૂબ ઠસાવી દીધું.

**ભીમજી**—એ કામમાં તમે ખરેખરા ફાવી ગયા. રાણીના મનમાં ખાતરી થઇ ત્યારે જ ગુણવંતરાયને દેશવટો દીધો. નહિ તો એ ક્યાં નીકળવાનો હતો?

**પ્રધાન**—રજપૂત ભાઈયે તો ગરાસ ખાઈને કસુંબાના કટોરા ચડાવ્યાં કરવા જોઇયે. આ તો વચ્ચે પડીને કારભાર ડાળવાને મંડી ગયો, ત્યારે ખોયો ગરાસ, ને દેશવટો પામ્યો.

**ભીમજી**—ગઇ ગુજરી જવાદ્યો, ને પરણે તેને ગાઓ.

**પ્રધાન**—જાઓ, લેખ ને દશ લાખ રૂપિયા લઇ આવો.

**ભીમજી**—લેખ લઈ આવું છું ને રોકડ તો હાલ નહિ મળે, આગળ ઉપર રાખો.

**પ્રધાન**—ના, એમ થાય નહિ. પેટ ભરાયા વિના કોઇ ઉભું ર્‌હ નહિ. કોઈ પણ મિષ ક્‌હાડીને રાજાનો પત્તો લાગતા સુધી ભાયાતને રાજ્યાભિષેક કરવાની પેરવી કરૂં છુ.

**ભીમજી**—માત્ર એટલું જ કરીને બેશી રેહેવું નહિ. કેદી પકડાયો છે, તેણે રાજાને મારી નાખ્યો માટે તેને ફાંસીની શિક્ષા કરાવવી, અને વનમાં વિશ્વાસુ અશ્વારોને ફરતા મૂકવા કે ભોગ જોગે જો રાજા રખડતો મળી આવે તો ત્યાં ને ત્યાં તેને પૂરો કરે.

**પ્રધાન**—મારા મનમાં એ વિચાર આવ્યો હતો ખરો, પણ ધારા પ્રમાણે કામ ચલાવીને સાબીત થાય તો દેહાંતદંડની શિક્ષા થાય; વળી, પકડાયલો માણસ કોઈ રાજવંશી અને પ્રતાપિ જણાય છે; એણે રાજાનું ખૂન કર્યું હોય એવો સંભવ નથી.

**ભીમજી**—આપણે એવા વિચાર કરવાની શી અગત્ય છે? આપણે આપણા કામ સાથે કામ છે, લોકોના મનમાં શક રૂહે નહિ એવી જુક્તિ કરવી. રાજા તો અર્ધો ગાંડો બની ગયો છે, આગળ પણ એક વાર એમ જ ભૂલો પડયો હતો તે ચોથે દહાડે પાછો આવ્યો'તો.

**પ્રધાન**—એ એની બ્હેનની શોધમાં ગુંથાયલો જણાય છે, અને તેથી જ આપણું પાપ બ્હાર પડવાની બીક રૂહે છે. હેરક મને ક્‌હેતો હતો કે, રાજાજી બીજે ત્રીજે વેષ બદલીને નગર ચરચા જોવા નીકળે છે, માટે હવે આપણે સાવચેત રૂહેવું.

**ભીમજી**—માટે જ હું કહું છું કે, ટાઢે પાણિયે ખસ ક્‌હાડો, આવો લાગ ફરીને મળવાનો નથી.

**પ્રધાન**—ઠીક, ત્યારે હું પેરવી કરૂં છું, પણ ન્યાયાધીશ, શાહની ડાંડલી છે. એને વગ કરવાનું ક્‌હેવાય એમ નથી. વળી ગુણવંતરાયની ટોળીનો એટલો કંટક રહી ગયો છે. મેં તો પાણીચું આપવાનો બંત કર્યો હતો પણ રાજાજી વચ્ચે નડયા.

**ભીમજી**—રાજાનું ખૂન કર્યું છે એમ જાણશે તેથી એની નજર કપરી ર્‌હેશે, અને અર્ધે કામે એમ જણાયકે આપણી ધારણા એની પાસેથી પાર પડે એમ નથી, અથવા પૂરાવો તૂટે છે તો એની પાસેથી કામ મંગાવીને તમને ચલાવવાનો કયાં અધિકાર નથી? તેમ કરવું.

**પ્રધાન**—હું હવે પાકો ઘાટ ઘડું છું; તમે પણ પૂરાવો કરવાની તૈયારીમાં રહેજો, કે અગત્ય પડે તો દાખલ કરવામાં આવે. પેલા રામદાસ શેઠના છોકરાનું શરીર રાજાજી જેવું છે. માથું ગયું ને ધડ રહ્યું તો તે રાજાનું ધડ ઠરાવી દેવાય એમ છે.

**ભીમજી**—એ મારૂં કામ. પણ વગડાનો જાપ્તો તમે પાકો રખાવજો.

**પ્રધાન**—મારી વિશ્વાસુ ટુકડી હવણાં જ વનમાં મોકલું છું, લઈ જાઓ આ માણસ; ને લેખ એની સાથે મોકલી દેજો.

**ભીમજી**—બહું હારૂં. (જાય છે)

**( ગાયન )**

રાગ દેશકાર, તાલ ધુમાલી

પ્રથમ કર્મના બીજ તણું, જે વૃક્ષ વધી પ્રસર્યું,
કપટ કાર્યની રચના દીપી, પણ કારજ ન સર્યું,
કર્ત્તા એનો હું છું એવું, નવું કૃત્ય નીસર્યું,
પાર ઉતારૂ તેને પૂરૂં, કોઈ થકી નવ ડરૂ.

—:o:—

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—બીજા ન્યાયાધીશની કચેરી.



બીજો ન્યાયાધીશ, **ચારૂમતી**, **ઉદયસિંહ**, કોટવાલ, **ચોપદાર** ઈત્યાદિ.

**બી. ન્યા.**—ચોપદાર! કેદિયો હાજર છે?

**ચોપદાર**—હાજી. (તેમને ખડા કરે છે).

બીજો ન્યાયાધીશ—કેદિયો ! સાંભળો !

અંક પેહેલાનો કેદી ચારૂરાય ગુણવંતરાય, જાતે રજપૂત, લખાવે છે કે હું પ્રેમપુરીથી આવ્યો છું, અને કપટપુરીના યુવરાજ મેઘારિરાયની સોબતમાં આવેલો છું એમ કબૂલ કરે છે, અને તેનો ઘોડો લઇને તેની પાસેથી નાશી ગયાનું પણ કહે છે. એને જ્યારે પૂછવામાં આવ્યું કે, તારી પાસે ઘોડો છતાં, અમારા રાજાજીનો ઘોડો ક્યાંથી લાવ્યો ? ત્યારે તેનું ઉત્તર આપે છે કે, મેઘારિરાયના ઘોડા ઉપર પલાણ ન્હોતું તેથી એ ઘોડો મેં મૂકી દીધો; અને સામાન સહિતનો બીજો ઘોડો અચાનક મને મળી આવ્યો તે ઝાલી લીધો. રાજાજીનો પોશાક પણ એમ જ એને મળી આવ્યો એમ કહે છે, એ કેવલ બનાવટ છે, કારણ, ત્રીશમા નંબરનો સાક્ષી મેઘારિરાય કપટપુરીનો યુવરાજ છે, તે પ્રતિષ્ટિત પુરૂષ કહે છે કે "હું દેશાટન કરવાને નીકલ્યો છું. માર્ગમાં આ કેદી સાથે મેળાપ થતાં એનો જીવ મારી સાથે મળી ગયો, એટલે, એણે મને કહ્યું કે, અસલ અમે બાલાપુરીના ભાયાત છિયે. મારા પિતાએ ગુણવંતરાયનો ગરાસ જપ્ત કરી ખાલસા કર્યો, ને અમને દેશવટો દીધો. ત્યારથી અમે પ્રેમપુરીમાં જઇને રહ્યા છિયે. પણ અમારો ગ્રાસ પાછો વાળવાને હું આવ્યો છું. રાજાને કતલ કરીશ, એટલે મારૂં કામ થશે. મેં એને સમજાવ્યો કે, એવું પાપ કર્મ કરવું નહિ એટલે એના મનમાં વ્હેમ આવ્યો કે એ મારી વાત ઉઘાડી પાડશે, તેથી, મને કટાર મારીને નાશી ગયો." ગુણવંતરાયની આગળની કરણી સાથે આ કથન બીલકુલ મળતું આવે છે. આખું રાજ્ય લઇ લેવાને માટે, બાલારાય ધાવણા હતા ત્યારે તેમને ચોરી લેવાના મનસુબાથી, તેમની સાથે જન્મેલાં તેમનાં બ્હેન હતાં તેમને ચોરી લઇને તેમનું ખૂન કરેલું, તે ઉપરથી, એનો ગ્રાસ જપ્ત કરીને દેશવટો દીધો છે. તો હવે, પોતાની ઇચ્છા પૂર્ણ કરવા સારૂ પોતાના દીકરા ચારૂરાયને તેણે મોકલ્યો, અને તેણે આપણા પ્રજાપાલક બાલારાયનું ખૂન કર્યું. આ બનાવ

આઠમા અંકના સાક્ષીથી સાબિત થાય છે. તે ક્હેછે કે "રજુ કરેલી તરવાર વતી રાજાજીના ઉપર ઘા કરતાં, વેગળેથી મેં એને જોયો, અને હું ત્યાં દોડી ગયો એટલામાં તો એ દુષ્ટે એનું કામ પૂરૂં કરી દીધું." માટે અંક પ્હેલાના કેદી ચારૂ-રાય ગુણવંતરાયને ફાંસી દેવાની શિક્ષા કરવામાં આવે છે. અંક ૨ જા નો કેદી ઉદયસિંહ પ્રેમપુરીનો ર્‌હેવાશી છે એમ પોતે કબૂલ કરે છે, અને ઘણા વર્ષથી આપણી બાલાપુરીમાં આવીને વસ્યો છે. તે ગુણવંતરાયનું છુપું માણસ છે, અને એનો વિચાર રાજાનું ખૂન કરવાનો પ્રથમથી જ હતો, એમ અંક ૫, ૬, ૭ ના સાક્ષીથી સાબિત થાય છે, વળી અંક ૮ નો સાક્ષી લખાવે છે કે ચારૂરાયે બાલારાયને ઘા કરયો તે વેળાએ, આ ઉદયસિંહે રાજાના હાથ ઝાલી રાખ્યા હતા, માટે ખૂનના કામમાં મદદ કરયાનો અપરાધ એના ઉપર સાબિત થાય છે, તેથી, એને પણ દેહાંતદંડની શિક્ષા કરવામાં આવે છે. આ બધું કાવતરૂં ગુણવંતરાયની સલાહથી થએલું છે. માટે એના વિષે આપણા નવા રાજાજી ભાયાતરાયે કાંઈ ઉપાય લેવા જોઇયે. કોટવાલ, ૨૦૦ અશ્વારોની ટુકડી લઇને આ દુષ્ટોને તાબડતોબ ફાંસી દેવાની ગોઠવણ હવણાં જ કરો!

કોટવાલ—બહુ સારૂં. (લઈ જાય છે.)

---:o:---

## પ્રવેશ ૯ મો.

સ્થળ—કિલ્લા પાસેનું મેદાન



ચારૂમતી અને તેને ફાંસી દેવા લઇ જનાર પાળા

૧ લો પાળો—આમ કામઠા પેઠે વાંકો શું હેંડે છે? હેંડ પાંશરો.

**૨ જો પાળો**—કાંય નાહવું બાહવું ધારવું છે કે શું? હેંડ હીંધો (વાંસામાં મારે છે.)

**ચારૂમતી**—ભાઈ! તમે મને સતાવો નહિ, મને મારો નહિ.

**૩ જો પાળો**—કહ્યાગરા છોકરાની પેઠે, અમે દોરિયે ત્યમ હેંડ. પાછો વાંકો જાય છે કે?

(ગાયન)

**ચારૂમતી**—

ઈશ્વર! આ શું અવળું કીધું, હવે ગતિ શી, થશે
મતિ મને કયાં અવલી સૂઝી, નિપજવું શું હશે. ધ્રુવ.
મન સાગર મોહની લ્હેરો, ઉભરી શું કરશે,
જીવ જવા બેઠો છે મારો, તે ક્યમ ઉગરશે. ઈશ્વર.
પ્રેમરાય પ્રિયતમ પૂર પ્રેમી, મુજને કયાં મળશે,
એના હૃદયે પેઠો મુજ જીવ, કા'ડયો કેમ જશે. ઈશ્વર.
પ્રાણ અને પિંડ પ્રેમે પોશ્યા, વિખૂટા ક્યમ પડશે,
પ્રિય તમ મળવા મન વલખે તે શૂળી ક્યમ ચડશે? ઈશ્વર.

---:o:---

## પ્રવેશ ૧૦ મો

### સ્થલ ફાંશી દેવાની જગ્યા



**ચારૂમતી, મ્હેતર**—ઉદયસિંહ ઇત્યાદિ.

**ચારૂમતી**—(લથડતી બેભાન સ્થિતિમાં) ના હું શુળિયે નહિ ચડું. મારા હૃદયના પલંગમાં મારો પ્રેમરાય પ્હોડયો છે, તે નિરઅપરાધી છે. તે ન વિંધાય, તેને આ શૂળીની અણી ભેદે નહિ માટે હું શૂળિયે નહિ ચડું, ના નહિ ચડું. પ્રેમ

વિખુટવા નહિ દઉ. પ્રેમી! હું શૂળિયે નહિ ચડુ. ધિરજ ધરજે હો પ્રેમી.

**મ્હેતર**—અલ્યા મૂચ લવરી, ન્હોંય એ તો હૂલી, આંછો ફૂટી છે? આ દોયડું હાપના જેવું લટકે સે એનો ફાંહો તારા ગળામાં ઘાલીને હમડીના ઝાડઉપર ગલકું જમ હેંચે કને, તમ તને હેંચાડશું, ને હમજો કને? તને ખલાસ કરી નાછી શું.

**ચારૂમતી**—ત્યારે તો તારો પાડ. મારા હૃદયમાં મારો પ્રેમરાય વિરાજમાન છતાં, મારો અન્ત આવશે, તેથી, હું રાજી છું.

**મ્હેતર**—લે આ બરફી, ને પેંડા, ને જલેબી, પેટ ઠાંહીને ખા, ઐા હવાદ લાગશે, એ દેછીને મારા મોંમાં તો પાંણી વછૂટે છે.

**ચારૂમતી**—ભાઈ, મારે નથી ખાવું. તું સુખેથી ખાજે; પણ, મારા તરફડતા જીવનો વ્હેલો છેડો લાવ.

**મ્હેતર**—આંમ જો, લોક કેહેસે જે આભલામાં ભગવાંન્ છે. હું તો ચાંય દેખતો નથી, પણ ઇમ કેહેસે ખરા; અને વલી હમને કને, હાયમે કહી રાછું છે જે, જેને ફાંસી દેકને, તેને છેલા વેલા, ભગવાંન ભજવાનું કેહેજે.

**ચારૂમતી**—ખરી વાત, હું પરમેશ્વરની પ્રાર્થના અને સ્તુતિ કરૂં છું.

**મ્હેતર**—પાડ, તાણે તું તારા બૂમાટા. મેકને, મારી આવડી ઉંમરમાં હાત વિહાં ને હાત જણાંને લટકાવી દીધાં સે. તેમનું કોઈનું ભગવાંને કાંને હાંભલ્યું મેં જાંણ્યું નથી, તો તારૂં ચાં હાંભળવાનો સેજે?

(સિંધ ભૈરવી રાગે. તાલ દીપચંદી)

**ચારૂમતી**—

દીન દયાળ કૃપાનિધિ પ્રભુ! હું તુજને વિનવુ આજે,
કુડાં કામ ન કદિ મેં કીધાં, તો આ ગતિ શા કાજે?

તો પણ જ્યારે આ પદને હું, છેવટ વેળા પામી;
એ ઉપરથી એમ જ જાણ્યું, મુજમાં મ્હોટી ખામી.

મ્હેતર—તાણે જ તારે લટકવાનું થયુંસે તો. ભગવાંન્ તો જાગતો જોધ સે.

ચારૂમતી—

ન્યાયી પ્રભુ તું તુજને કાંઈ દોષ ન દેવા જેવો.
"કરણી તેવી પાર ઉતરણી" તુજ ઢંઢેરો એવો.

મ્હેતર—હું તો પાંહુરો તાણે મરવાને ડરૂં છું ચમ જે?

ચારૂમતી— ( સોરઠ રાગ. તાલ ત્રેવટ )

( હરિગીત )

મુજ મન વિષે શંકા અને આશા ભરેલી છે ઘણી,
મરવું ગમે નહિ તે થકી, નહિ બીક બીજી કો'તણી,
પ્રિયતમ તણું શું થયું હશે, સાચો શું તે મુજશું હશે?
એ પાર પૂરો પામવા, શી પેર, કયાં મળવું થશે?
શી તાત માતાની વલે, કુલની લજામણ ધારશે;
લજવ્યું નથી કુલ, કોણ, એ મન તેમને ઉતારશે.
અપરાધહીણ હણાય તે, તુજ ન્યાયમાં નથી છાજતું,
કર જોડી માગું કરગરી, થા સા'ય ઈશ્વર આજ તું.

મ્હેતર—હોવેસ્તો, તને પાપીને ઉગારવાને તે વાટ જોઇ રચો સે, હેંડ, થા ઉતાવળો, લે, ઘાલ કે આ ફાંહો.

ચારૂમતી—ભાઈ મ્હેતર, તને તારૂં કામ કરતાં અટકાવવાને હું ખાળતી નથી, પણ કૃપા કરીને તું મારાથી દૂર રહે, હું મારે હાથે ફાંસો મારા ગળામાં ઘાલું છું. જગત્રાતા! જો હું નિરપરાધી હોઉં તો તું મને તારજે.

(ફાંસો ગળામાં ઘાલીને લટકે છે, એટલે દોરડું તૂટી પડે છે.

**લોકોનું ટોળું**—નિરપરાધી, ખરો નિરપરાધી, સાબાશ, સાબાશ.

**નાયક**—બકવા મૂકો, દૂર થાઓ.

**મ્હેતર**—હાંયકે આ તો હાચો નેહરચો, પણ ચમ મૂચી દેવાયજે? (સ્વગત) મને છાંનું માંનું કહી તો રાછયું જે દોયડું તૂટી જવાથી ચેટલાક કેદિયોને જીવતા મૂકવામાં આવે છે તમ આને થાય તો પણ ફરીને લટકાવજે. માટે હવે મારે તો તમ કરવું (ફરીને દોરડું મજબૂત બાંધે છે.) લે અલ્યા, હવે લટક ફરીને, આવ્ હું તારો જીવ જમડાના હાથમાં હોંપું.

**ચારૂમતી**—ભલા માણુસ. મારો જીવ મારા દેહમાં નથી, તો તે તું શી રીતે કહાડી શકીશ? તે તો પ્રેમરાયના હૃદયમાં જઇને બેઠો છે. દીન દયાળુ પરમેશ્વર! મારી તને છેલ્લી પ્રાર્થના છે કે, તું મારા પ્રેમરાયને સુખી રાખજે. એની સર્વે આશાઓ પૂર્ણ કરજે, મારાં માતપિતા ઉપર કૃપાદૃષ્ટિ રાખજે, અને મારી પ્રિય સખી ચતુરિયે જો કાંઇ અપરાધ કરયો હોય તો હુ તેને ક્ષમા કરૂં છું, માટે એને સુખી રાખજે. અહો, સખિ ચતુરી! તું તારા પ્રતાપરાય સાથે સુખી રૂહેજે. કૃપાળુ ભગવાન! એ જોડાને તું સુખી રાખજે. આ પ્રમાણે દુઃખમાં પીલાવું તેના કરતાં મરવું એ ઉત્તમ છે.

(ગળામાં ફાંસો નાખવા જાય છે, એટલામાં, ઉદયસિંહને લઈ આવે છે.)

**ઉદયસિંહ**—મને જીવન આપનાર, મારે માટે મારી આંખો આગળ લટકે, તે મારાથી નહિ જોવાય. ભાઇ મ્હેતર, પ્હેલો મને ફાંસી દે. પણ એક બીજાના મનમાં ઘણી શંકાઓ રહી ગઇ છે માટે અમને જરા વાત કરવા દે

**મ્હેતર**—મેરને, વેગળો ડોહલા, ઢચરા વાતો કરવી હોય તો આભલામાં કરજો.

**ઉદયસિંહ**—અહો ભગવાન! રાજમાતાનું શું થયું હશે? તે ક્યાં જતાં રહ્યાં હશે? એમના સમાચાર આ વેળાએ મને કોણ કહે?

**ચારૂમતી**—રાજમાતા કોણ? આ તો નવાઇની વાત.

**મ્હેતર**—મેર છાંનો; વાતો થાય નહિ. ઘાલ ફાંહો.

**ચારૂમતી**—આવું કઠણ હૃદય હોય નહિ તો આ કામ તારાથી કેમ થાય? પણ ભાઇ મ્હેતર! આટલો તો ખુલાસો કરી લેવા દે. તારી આવી કરણી સાથે મારા આશીર્વાદથી તારૂં કંઈક કલ્યાણ થશે.

**ઉદયસિંહ**—આવી દુ:ખની વેળામાં રાજમાતા સંબંધીના સમાચાર જો તમે જાણો તો—

**મ્હેતર**—જોને લુચ્ચો ડોહલો-ઢચરો, બકબક કરેસે, મેરને છાંનો મેર (ચારૂમતીને). આમ આવ્ અલ્યા સોરા, તારા ગળામાં ગલ્યો લાગે એવો ફાંહો નાંખું.

**ચારૂમતી**—ભાઈ તું દૂર રહે. હું મારે હાથે જ ફાંસો નાંખું છું. દીન દયાળ, ન્યાયી પ્રભુ, મને આ પૃથ્વી ઉપર ન્યાય મળ્યો નહિ તો તારી સમક્ષ આપજે. (ફાંસો ઘાલે છે.)

**નેપથ્યમાં**—ફાંસો ખાઓ નહિ, થોભો ભાઇ! તમે નિરપરાધી છો. થોભો! થોભો. (એક સ્ત્રી અને મૂખ્ય ન્યાયાધીશ પ્રવેશ કરે છે.)

**ચારૂમતી**—(સ્ત્રીને) આ પ્રમાણે મને તારનાર કોણ? અરે કોણ આ! શું મારી પ્રિય સખી ચતુરી! મને ઉગારવાને આવી! (તેને ભેટે છે) આનું નામ પ્રેમ, આનું નામ મિત્રતા, આનું નામ સ્નેહ, એ મને દુ:ખમાંથી તારનાર મારી વ્હાલી ચતુરી! તેં મને જીવતદાન તો આપ્યું, પણ મારૂં ખરૂં જીવન

ક્યાં છે? મારો પ્રેમરાય! મારો પ્રાણ! મારા હૃદયનો રાજા હવણાં ક્યાં બિરાજે છે? ચતુરી, તું કહી દે, તે કુશળ છે?

સ્ત્રી—(સાનંદાશ્ચર્ય પામીને) અહો! મારી ઈચ્છા પૂર્ણ થવા સરખો આ એક નવાઈ જેવો બનાવ છે. બાપુ, આ તમારૂં બોલવું મને આશ્ચર્ય પમાડે છે, તો પણ, એમાં ઘણી સત્યતા છે. તમે જે ચતુરી કહો છો તે ચતુરી હું નથી, તો પણ, તમે ઝટપટ કોહો તે ચતુરી કોણ છે? તે ક્યાં છે? તેનાં માબાપ કોણ છે?

**ચારૂમતી**—વ્હાલી ચતુરી! આ વેળા હાંસી કરવાજોગ છે? તું નઠ્ઠારી થામાં, એક વાર મારા પ્રિયતમના સમાચાર કહે, અને જો તે કુશળ હોય તો પછી તું ચ્હાય તેટલું ઠઠ્ઠા મશ્કરીનું બોલ, મારા પુરૂષી પોશાકથી તું ઠગા નહિ, હું તારી પ્રિય સખી ચારૂમતી છું.

સ્ત્રી—તું પુરૂષના વેશમાં સ્ત્રી છે, તો મારી બ્હેન છે. મારી ખરી બ્હેનનો પત્તો લાગવાનો સમય આવ્યો છે, તો પણ, હું તને મારી ખરી બ્હે'ન લેખીશ, પણ તું કેહે, ચતુરીનું મુખ મારા જેવું જ છે?

**ઉદયસિંહ**—(બારીકીથી તપાસી જોઇને) તમે ચતુરી ના હો તો હું કહું છું કે, જે ખરી ચતુરી છે, તે જો તમારી પાસે ઉભી કરી હોય તો, તમે બદલાઈ જાઓ. ચતુરીની વાત ઘણી ભેદ ભરેલી છે. પણ તમે કોણ છો એ જાણ્યા વિના ભેદ ફોડાય એમ નથી, મરવાની અગાઉ કોકનું સારૂં કરી શકાય તો મનને સંતોષ થાય એ વાત ખરી; પણ........

ચારૂમતી—ઉદયસિંહ મારા પિતા, આ મારી સખી ચતુરી નહિ? અરે ત્યારે, ચતુરીની બ્હેન હશે; પણ રોહો. ચતુરીને........

**ઉદયસિંહ**—ગમે તે હો પણ માબાપનું નામ જાણ્યા વિના ભેદ કેમ અપાય?

**મુખ્ય ન્યાo**—મહારાજ! આપણા અશ્વારોની ટુકડી આવી પ્હોંચી. ખરી વાત કહેવાને હવે હરકત નથી. મારી ખાતરી થાય છે કે, રાજ બ્હેનનો ખરો પત્તો હવે હાથ લાગશે.

**સ્ત્રી**—(સ્ત્રીનો પોશાક કહાડી નાંખીને) હું આ બાલાપુરીનો રાજા છું. મારૂ નામ બાલારાય છે. તમે બે નિરપરાધી છો, માટે તમને કોઈ ફાંશિયે દેનાર નથી. જે લોકોએ કપટ રચ્યું છે તે લોકો એ જ ફાંસિયે લટકશે. હવે તમે સાચી વાત જે હોય તે સુખેથી કહો.

**ચારૂમતી**—અહો, તમે રાજા છો? ત્યારે ચતુરી શું એક રાજાની બ્હેન છે? હા મને સાંભરચું, ઉદયસિંહ! તમે જ્યારે આટલી વાત જાણો છો ત્યારે રૂમાલની વાત પણ જાણતા હશો. એને ચારે છેડે દુહાની અકેકી તુક છે.

**બાલારાય**—બ્હે’ન કોના રૂમાલને છેડે? બોલો એ દુહો સત્વર બોલો. શું રૂમાલને ચારે છેડે દુહાની અકેકી તુક છે?

**ચારૂમતી**—કેમ ઉદયસિંહ, તમે શું કહો છો?

**ઉદયસિંહ**—તે રૂમાલ મારા જોવામાં આવ્યો છે. હવે સુખેથી તે ઉપરની કવિતા તમને સાંભરતી હોય તો બોલો.

**ચારૂમતી**—ઓ મારી પ્રિય સખી ચતુરી! તારા જીવિતમાં આવો ભેદ હતો?

**બાલારાય**—બ્હેન, મારી વ્હાલી બેન! તમે તે દુહો સત્વર બોલો. વાર થાય છે તે મારાથી વેઠાતી નથી. ઉતાવળાં બોલો. સાંભરે નહિ તો સંભારી કહાડો, બોલો, ઝટ બોલો, બોલી દો.

**ચારૂમતી**—(સંભારીને બોલે છે):—

બાલક આ રજપૂતનું,
લાધ્યું રાખ્યો સાથ;
પુરી પ્રીતિથી પાળજો,
રીઝવવા જગનાથ.

**બાલારાય**—અહો! જગનાથ! મારા પિતા! અને એ રજપૂતનું બાળક! ન્યાયાધીશ, હવે શો સંશય! એનું નામ ચતુરી છે? ઓ મારી વ્હાલી ચતુરી! તને ત્યાં કોણ લઈ ગયું. તારી સ્થિતિ કેવી થઈ?

**ઉદયસિંહ**—એ નક્કી આપનાં બ્હેન છે. દુહાની પ્રત્યેક લીટીના પ્હેલા અક્ષર લેતાં, તમારી રાજધાની બાલાપુરીનું નામ નીકળે છે, અને આપના પિતાનું નામ જગનાથ છે તો હવે કાંઈ સંશય રહેતો નથી.

**ચારૂમતી**—મારી વ્હાલી સખી એક રાજવંશી ઠરી એ જાણી મને અતિશય આનંદ થાય છે.

**બાલારાય**—પણ તે કોને ત્યાં છે? એની સ્થિતિ જળવાઇ છે કે નહિ? ઓ બ્હેન, ઓ મારી વ્હાલી બ્હેન! તારૂં નામ, ચતુરી કોણે પાડયું? તને કોણે ધવરાવીને ઉછેરી? મારી બ્હેન! ઓ મારી વ્હાલી બ્હેન! એક રાજકન્યા, જન્મની સાથે જ આવી રીતે પરવશ પડી! અરે, તને શાં શાં દુઃખ પડયાં હશે? તારો સર્વ વૃત્તાન્ત હું તારે શ્રી મુખેથી કયારે સાંભળીશ? ઓ બ્હેન! હું શું કરૂં તો તને ઝટપટ મળાય? પરમેશ્વરે માણસને પાંખ કેમ ન આપી? બાપુ, તમે સત્વર કહો એ કયાં છે? એની સ્થિતિ કેવી છે?

**ઉદયસિંહ**—એમની સ્થિતિ ઉચ્ચ રહી છે.

**ચારૂમતી**—અવકાશે બધી વાતનો ખુલાસો કરીશું. પણ પ્રેમપુરીમાં રાજદ્રોહિતોએ મ્હોટું બંડ મચાવ્યું છે. મારો પતિ પ્રેમરાય અને ચતુરી અને તેનો સ્વામિ એક ઉંચો રાજવંશી, તેનો પિતા અને મારો પિતા એ બધાંને કેદમાં પૂર્યાની વાતો મેં નીકળતાં સાંભળી છે.

**બાલારાય**—ત્યારે શું મારી વ્હાલી બેન પરણી છે? અરે કોને?

**ચારૂમતી**—પરણી નથી પણ પરણ્યા જેવી છે અને તેથી તમારે શરમાવું પડે એમ નથી. તે મહા પ્રતાપિ કુલીન શૂર રજપૂત છે.

**બાલારાય**—ત્યારે તો ઠીક.

**મુખ્ય ન્યા૦**—મહારાજ, આ ચારૂમતી આપના ભાયાત ગુણવંત રાયની પુત્રી છે, અને એમના ઉપર આપણાં બ્હેન ચોરી લીધા વિષેનો અપરાધ મૂકવામાં આવ્યો હતો તેનો હવે ખુલાસો થયો. જે લોકોએ પ્રથમ કપટ રચીને ગુણવંતરાયને માથે આરોપ મૂકયો હતો તેઓની બધી વાત લેખીત પૂરાવા સહિત ઝલાઈ છે. (અશ્વારની ટૂકડીના સુબેદાર સાથે આવેલી પત્રિકા આપે છે.)

**બાલારાય**—(વાંચીને) ચારૂમતી, મેં તમને મારી બ્હેન કહી તે પ્રમાણે તમે મારાં ખરાં બ્હેન જ નીકળ્યાં. ગુણવંતરાય નિર્દોષ ઠરચા એથી પણ મને આનંદ થયો અને મારી બ્હેનનો પ-તો લાગ્યો તેથી હું અતિ પસન્ન થયો છું. મુખ્ય ન્યાયાધીશ! હું તમને મારા મુખ્ય પ્રધાન ઠરાવું છું, આજ ને આજ ચંડાળ ચોકડી વાળાઓનો ન્યાય કરીને તેમને શિક્ષા કરો, એટલે રાજ્યમાં ગરબડાટ થઈ ગયો છે તે સર્વ સમાધાની ઉપર આવે આવતી કાલે હું મારી સેના લઇને પ્રેમપુરી ચારૂમતી સાથ જઈશ. ત્યાં મારે ઘણું કરવાનું છે.

**ચારૂમતી**—કાલે તો નક્કી નીકળવું જોઇયે, નહિકર પછી ત્યાં આડું અવળું થઈ જશે તો મહા સંતાપ થશે. પેલો ચંડાળ મેધારિરાય જેણે મને અપરાધી ઠરાવીને ખોટી સાક્ષી પૂરી છે તે પકડાયો છે કે નહિ?

**મુખ્ય ન્યા૦**—તે હવણાં કેદમાં છે. એ વાતનો કશો ઉંચો જીવ રાખશો નહિ.

**બાલારાય**—હું હવણાંથી જ સૈન્યની તૈયારી કરાવું છું. ચાલો આપણે દરબારમાં. (સર્વે જાય છે.)

———:o:———

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—પ્રેમપુરીમાં રાજકુળદેવી આશાપૂરાના દેવલનો

આગલ્યો ભાગ.



પૂજારી અને પૂજારણ.

( ગાયન )

પૂજારણ—મારા ભોળા ભરથાર મારા હૈડા કેરા હાર,
આવ દોડી આવ તુંને પેરાવું હું હાર.—મારા.
લાડુ જેવા ભાવતા ને ચતુર જેવા ચાળા.
મીઠા બોલા આલા દાલા પેરાવું હું હાર.—મારા.

પૂજારી—મારી ભૂંડી ભોળી નાર, લે પેરાવ મુને હાર.
આ આવ્યો હું દોડી, મારો રોટલો ઘડનાર.—મારી.
રસબસ રેલી રંગીલી તું, સબ રસ જેવી ભળતી.
મરચાં મરીસમ તીખી તોપણ મારી સાથે મળતી—મારી
કાલી કાલી બોલી તારી, વ્હાલી મારી નારી.
ઘી કેળાં ખવરાવી મારી, ચાકરી કરનાર—મારી.

આ નવરાત્રિના દિવસ, તેમાં વળી, આજ તો આઠમ, એટલે નગરીની સ્ત્રિયોનાં ટોળેટોળાં આવીને ગરબા ગાશે ને રાણીબા તો હજી લગણુ માતાનાં દર્શન કરવાને પણ પધારયાં નહિ. અલી! તુ ક્હેતી હતી ને જે આજે તો એ અચૂક આવશે?

પૂજારણ—આજે એ આવ્યા વિના રહે નહિ. પણ હવનની પૂર્ણાહુતીનો સમય થયો ને રાજાજી કેમ નહિ પધારયા

**પૂજારી**—ખરા રાજાના પક્ષના પેલા પ્રેમરાય ઈત્યાદિને કારાગૃહમાં પૂરીને કુટિલરાયે પોતાની ઇચ્છા પૂર્ણ કરવાના હેતુથી નગરીમાં કેર વર્તાવી દીધો છે, તેથી, આખી પ્રજાનાં મન ઉશ્કેરાયાં છે, તે કદાપિ એમના સમજવામાં આવ્યું હોય તો કોણ જાણે.

**પૂજારણ**—કુકર્મનું ફળ સારૂં થાય નહિ.

**પૂજારી**—અલી! તું જાણે છે? પાપ બોલે નહિ પણ બોળે. વાતો સાંભળિયે છિયે તે પ્રમાણે તો, આજ કે પછી દસરાએ પોતાના ભાઇનું રાજ્ય પચાવી પાડનારનો રાજપાટલો થયા વિના રહે નહિ. જાગતી જોગમાયા કેટલું સહન કરે? મને લાગે છે કે એ રાજદ્રોહી અને એની બાયડી બેમાંથી કોઇ પણ આજે અહિં આવશે નહિ.

**પૂજારણ**—બહુ સારૂં, ત્યારે તમે તમારો હવન ચલાવો. હું ગરબા ગાવામાં સામેલ થાઉં છું.

———:o:———

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—આશાપુરાનું દેવલ.



(એક બાજુએ હવન થાય છે અને બીજી બાજુએ ગરબા ગવાય છે.)

**(ગરબી)**

આશાપૂરા આશા દો પૂરી  
માતારક્ષણ કરવા શૂરી રે—આશા૦  
રાજ્યભક્તોને નથી રે'તી સબૂરી,  
સ્હાય કરો હવે પૂરી રે,—આશા૦

અમ ગરદન પર મૂકે છૂરી
કરજો કાલી તેની ચૂરી રે—આશા૦

## પ્રવેશ ૩ જો.

સ્થલ—પ્રેમપુરીમાં દરબારનો એક ખંડ.



પાત્ર—ઢોલારાય અને કુટિલરાય

**ઢોલારાય**—(ગભરાટમાં આમ તેમ દોડતાં) કુટિલરાય! મને કહિં સંતાડી દે. કોઇ દેખે નહિ. અરે કોઈ મને ઝાલે નહિ. મને મારે નહિ એવે ઠેકાણે સંતાડી દે.

**કુટિલરાય**—મને તો મારા જીવની પડી છે. હું જ સંતાવાનુ શોધું છું પણ સંતાઉં ક્યાં? કહિક નાશી જઇયે પણ નાસવાનો લાગ નથી. આખો દરબારગઢ ઘેરી લીધો છે.

**ઢોલારાય**—પણ ગઢ ઘેરનાર છે કોણ એ તો કહે.

**કુટિલરાય**—મને કશી ખબર પડતી નથી. ગુણવંતરાય, માનસિંહ, પ્રેમરાય, અને પ્રતાપરાયને તો ભોંયરામાં પૂરી નાખ્યા છે.

**ઢોલારાય**—માટી ખૂબ નંખાવ્યાનું તમે કહેતા હતા એટલે એમનામાંથી કોઇ નીકલ્યું હોય એમ મને લાગતું નથી. પછી કોણ જાણે? પેલો પ્રેમરાય જાદુખોરિયો નાઠો હોય તો એનાથી લોક ઉશ્કેરાય એવા છે, અને આપણી સેના પણ એના ભણી થઇ જાય એવી છે. એનામાં ઉડણ વિદ્યા તો નહિ હોય?

**કુટિલરાય**—અરે, એ તો ક્યાંય અગદાઇને છૂંદાઇ મરી ગયો હશે, તમને ભલાં એનાં સમણાં આવે છે. મરવાનું આવ્યું ને

શત્રુને શું સંભારો છે? મારી તો બુદ્ધિ ચાલતી નથી. તમે ઘણા દિવસથી દરબારમાં રહો છો તેથી જાણતા હો તો નાસવાનો રસ્તો શોધી કહાડોને?

**ઢોલારાય**—જ્યાં આખો દરબારગઢ ઘેર્યો છે ત્યાં પછી શો ઉપાય ચાલે? પણ મારી રાણિયોની શી વલે થશે?

**કુટિલરાય**—તે બધાં મરશે. પણ આપણે આપણું રડોની.

**ઢોલારાય**—કુટિલરાય, આવું બોલવું તને ઘટે છે? વેળા તો વિચાર.

**કુટિલરાય**—આ વિચાર કરવાની જ વેળા છે તો. બધા બાપ આવીને ઉપર પડશે ત્યારે જાણશો. રાણી રાણી કરી રહ્યા હતા તે લ્યો પેલાં રાણી આવે. પણ ઉતાવળથી કાંઇક રસ્તો શોધવો જોઇયે.

**નેપથ્યમાં**—પેલો ચાંડાલ કુટિલ ક્યાં છે? મારો એને, મારા કાકાનો ગ્રાસ જપ્ત કરનાર ચોર, જો ઝલાયો તો એના ટૂકડે ટૂકડા કરી નાંખીશ.

**કુટિલરાય**—( સાંભળીને ) ઓ મહારાજ! મને ઝાલશે, મને મારશે; મને તમારી પછવાડે સંતાવા દો. ( ધ્રુજે છે.

**નેપથ્યમાં**—એના ઘરના કાંકરે કાંકરા કહાડી નાંખ્યા ને એની બાઇડિયે કહ્યું કે એ દરબારમાં ગયો છે તો હવે મારા હાથમાં આવે એટલી વાર છે.

**કુટિલરાય**—ઢોલારાય, મને વચન આપો કે તને ઉગારીશ. ઓ મારા બાપ રે! મારી બાઇડી છોકરાંનું શું થયું હશે! મેં તમારે નામે લોકોના ઉપર ત્રાસ ઉપજાવ્યો તેનું મને આ ફળ મળ્યું.

**ઢોલારાય**—તમારી બદસલાહથી આખી પ્રજા કોપે એવાં કામ કર્યાં છે તો હવે મને સારાની કાંઇ આશા રહેતી નથી

( રાણી તથા એક ખવાસણ પ્રવેશ કરે છે. )

**રાણી**—મહારાજ! હવે ઉગરવાનો કશો ઉપાય નથી. આ ખવાસણને તજવીજ કરવા મેં મોકલી હતી તે બધું જોઈ આવી.

**ઢોલારાય**—બોલ્ ખવાસણ, આમાં આગેવાન કોણ છે?

**ખવાસણ**—મહારાજ! પેલો પ્રેમરાય મોખરા ઉપર છે, આપણા કુભટવીરને કેદ કર્યો છે.

**કુટિલરાય**—ચંડાળ પ્રેમરાય? શું પ્રેમરાય?

**ઢોલારાય**—હું પ્હેલેથી જ ધારતો હતો, પણ આ કુટિલરાય માનતો ન્હોતો. અરે એનો પ્રતાપ મને એટલો લાગતો હતો કે મારાથી તો એના મ્હોં સામું જોવાતું નહિ.

**ઠકરાણી**—ઠાકોર, મેં પ્રથમથી જ આપને કહ્યું હતું કે ગુણવંતરાય પ્રધાન અને માનસિંહ સેનાપતિને ખશેડવા નહિ. પણ તે વાત આપને ગળે ઉતરી નહિ.

**ઢોલારાય**—જે બન્યું તે નહિ બન્યું થનાર નથી. ખવાસણ! ક્હો પ્રેમરાયની સાથે બીજું કોણ છે?

**ખવાસણ**—ઉદયરાજ રાજાજીના ઉપર ઉમળકો રાખનારા નગરના ને પ્રગણાના સર્વે લોકો હથિયાર સજીને એની ઓથે આવ્યા છે.

**ઢોલારાય**—કુભટ વીરને કેદ કર્યો છે ત્યારે સેનાપતિ થઇને કોણ મ્હાલે છે?

**ખવાસણ**—માનસિંહનો દીકરો પરતાપરાય.

**કુટિલરાય**—હેં! એ પણ જીવતો છે?

**ખવાસણ**—હા, અને ગુણવંતરાય પણ પરેમરાયને જમણેપડખે દરબારગઢ આગળ છે.

**કુટિલ**—ઓ મારા બાપ! મારી હવે શી વલે થશે?

**ઢોલારાય**—હવે તો મારચા ગયા.

**ઠકરાણી**—હવે હદ આવી રહી. ઠાકોર! તમે શું કરવાને ગભરાઓ છો? તમે ડરો નહિ. પરમેશ્વરે ધાર્યું હશે તે થશે. ચાલો આપણે નાસો. નીસરણી નીચેના ભંડારમાં સંતાઇ પેશિયે. બધા દરબારમાં ધસી આવશે એટલે જો લાગ મળશે તો ત્યાંથી બ્હાર નીકળી જવાને ઠીક પડશે. દાસી! દોડ્ મારો ઘાઘરો, ચોળી ને ઓઢણું લાવીને રાજાજીને આપ્. બૈરીનો પોશાક પ્હેરશે એટલે એ ઓળખાશે નહિ.

**કુટિલરાય**—અરે, જેકલી, બૈરાનો એક પોશાક મને તુરત આણી આપ્. (તે લાવીને આપે છે ને તે પ્હેરે છે.)

**દાસ**—(પ્રવેશ કરીને) દરબાર! પ્રેમરાય એક ધાડું લઇને અંદર દાખલ થયો છે ને તે તમને ખોળે છે. હું વચલું બારણું દેતો આવ્યો છું તેથી અહિં અવાશે નહિ.

**ઢોલારાય**—અરે પણ આવડા ધબકારા શાના થાય છે? મને લાગે છે કે બારણું તોડે છે. જો સાંભળ્.

**કુટિલરાય**—(કાંપતો) અરે ભાઈ, મને કહિંક સંતાડો. હું ઉગરૂં તેમ કરો. હું મારી બાઈડી છોકરાંને એકનો એક છું.

**પ્રેમરાય**—(ધશી આવીને) વાહ રે! જેકલીના ચાર તો જેકલી રૂપ જ બનેલા દેખાય છે. રૂપાળા તો ઠીક દેખાઓ છો હો. (તેને પકડે છે.)

**કુટિલરાય**—ઓ બાપજી, ભાઇસાહેબ, મને જતો મૂક્. ઓ પ્રેમરાય! હું તમારે પગે પડું છું, હું તમારો ગુલામ છું, હું તમારો લુંડો છું, હું તમારો ચાકર છું, મને છોડો, હું તમને હાથ જોડીને હજારવાર પગે લાગું છું. મને જવા દો. આ માણસ આંખો કહાડી રહ્યો છે, તે મને મારી નાખશે.

**એક નાગરીક**—ના, પ્રેમરાય, એનું સાંભળશો નહિ, એ ચાંડાળે મારી બ્હેનની આબરૂ લેવાને તકાસ્યું હતું માટે હું જ એને પૂરો કરીશ. (બાંધે છે.)

**કુટિલરાય**—ઓ બાપજી, હું ભૂલ્યો, મેં ઝખ મારી, એ બધું હું ઢોલારાય માટે કરતો હતો. મારે માટે નહિ. માટે મને જતો મૂકો.

**પ્રેમરાય**—તમારા રાજાજી ક્યાં બીરાજે છે? આવી વેળાએ પણ તમે રાજાને બદનામ કરવાને છોડતા નથી કે?

**કુટિલરાય**—(અણુસારો કરીને સ્થાન બતાવે છે.) પણે સામે, પણે રાણિયો ભેગા છે ત્યાં જાઓ.

**પ્રેમરાય**—રાજાની સેવા તો તમે ઠીક બજાવો છો.

**કુટિલરાય**—જીવ પર વાત આવે, ત્યારે રાજાને બાજા. જાઓ ત્યાં એને પકડો.

(ગીતિ)

**પ્રેમરાય**—

કુટિલ કુટિલપણું કરતાં, સગાં સહોદર ન કોઇને લેખે
નિજ સ્વારથ સાચવવા, સ્વામિધર્મ ન જરાય તે દેખે.

(જરા આગળ જતાં,) રાણિયો તો બે છે ને ત્રીજું કોણ? સુમતિદેવી અને સુભગા રાણી! તમે મારાં માતાતુલ્ય છો. મારી લાજ કહાડવી તમારે હોય નહિ.

**સુમતિદેવી**—કોણ પ્રેમરાય?

**પ્રેમરાય**—હા, માતાજી, હું તમારૂં છોરૂ. સુભગા માતા! આપને પત્રિકા લખીને મહારાજની સંભાળ લેવાની સૂચના કરી હતી તે મેં જ, હું તમારૂં છોરૂં છું. હું ઇચ્છતો હતો કે મહારાજ કોઈ પણ પ્રકારે સુધરે અને એવા જ સારા ભાવથી હું મારૂં વર્તન ચલાવતો હતો.

**સુભગા**—(ઘૂમટો દૂર કરીને) છોરૂ છો તો આવડો કોપ શું કરવાને કરો છો? અમારા સ્વામિને સંતાપવાને શા માટે આવ્યા છો?

**સુમતિદેવી**—(ઘૂમટો ખશેડીને) વડીલ વઢે, પણ છોરૂ, કછોરૂ થાય નહિ.

**પ્રેમરાય**—હું કછોરૂ થયો નથી, અને થનાર પણ નથી.

**ઢોલારાય**—(ઘૂમટો ખશેડીને) ત્યારે ભાઈશાબ! મને ઝાલવા કયમ આવ્યા છો?

**પ્રેમરાય**—વાહ રે મહારાજ! આપ તો રાણીજી બન્યા દેખાઓ છો

**ઢોલારાય**—જી, હા, ઉગરવાનાં એ ફાં ફાં છે, કુટિલે પણ એમ જ કર્યું છે.

**પ્રેમરાય**—હા, મેં એને જોયો. અને એણે જ આ સ્થાન મને ઈશારતથી બતાવ્યું.

**સુમતિદેવી**—એવા રાજ્યદ્રોહીની કૃતિથી આવો માઠો દિવસ આવ્યો છે.

**પ્રેમરાય**— (દુહો)

પાઈ દૂધ ઉછેરિયે, પાળી પોશી પ્રીત;
દંસ દેઈ પછીં ઝેર દે, એ જ સાપની રીત.

મારી માતાઓ! આ દરબાર આપનો છે, તે આપનો જ રહેશે. એમાં આપ સુખેથી રહો, હવણાં આપ જે સ્થિતિમાં છો તે કરતાં પણ બહુ સારી સગવડતા હું આપને કરી આપીશ. પ્રજાનો કોપ મહારાજા ઉપર અતિશય છે, તો પણ, ન્યાય પક્ષે બચાવ થઈ શકશે એટલો હું કરીશ. એ જો નિરપરાધી ઠરશે તો એ જ પાછા ગાદીપતિ કાયમ રહેશે. આ સમય

વધારે વાત કરવાનો નથી. મહારાજાને કોઇ હરકત કરે નહિ એમ હું એમને મારી સાથે જ લઈ જાઉ છું. આ કરતાં વધારે કાંઈ મારાથી થઇ શકે એમ નથી.

**સુમતિદેવી**—તમારા સારા ભાવને લીધે અમે તમારાં આભારી છિયે.

**સુભગા**—અમારો જેવો બચાવ પુત્રભાવે કરો છો, તેવો જ બચાવ, અમારા સ્વામિનો કરશો એવી અમને પૂર્ણ આશા છે.

**ઢોલારાય**—ઓ રાણી! તમે મારી સારી ભાલાવણી કરી.

**પ્રેમરાય**—ન્યાય પક્ષ સાચવતાં જેમ યોગ્ય રક્ષણ થશે એમ હું કરીશ.

(હરબારગઢનો યોગ્ય બંદોબસ્ત કરી, સર્વેને લઇ જાય છે.)

———:o:———

## પ્રવેશ ૪ થો

સ્થળ—રાજ્યાસનાલય.



**પ્રેમરાય**—ભલા નાગરિકો! એમ થાય નહિ. હું એક ગરીબ રજપૂતનો પુત્ર, આવડા બધા માનને યોગ્ય નથી.

**પહેલો નાગરિક**—મહારાજ! પ્રેમપુરીના મહાજને મળીને ઠરાવ કર્યો છે કે, અમારે તો પ્રેમરાયને ગાદિયે બેસારવા છે. તેમનો નિશ્ચય ફરી શકે તેમ નથી.

**પ્રેમરાય**—ગુણવંતરાય પ્રધાનજી! તમે લોકોને સમજાવો કે, ઢોલારાયને કુટિલદાસની સલાહ હતી પણ હવે તેને યોગ્ય શિક્ષા થશે અને ઢોલારાય પાસે અમે બધા રહીશું એટલે એમને ફરીને ગાદીપતિ કરવાને હરકત નથી.

**લોક સમૂહ**—(શિવપુરી ઈત્યાદિના મૂખિયો પ્રવેશ કરે છે.) હા, અમે તો ડુંગરા જેવા અડગ છિયે.

**પશ્ચિમ પ્રાન્તનો મુખી**—મહારાજ! અમે તો આપના વિના બીજા કોઇને ગાદિયે બેસારવા દઈશું નહિ.

**પૂર્વ પ્રાન્તનો મૂખી**—પ્રજાવાયકા! આપના લાભમાં છે.

**ગુણવંતરાય**—જ્યાં ત્યાં હું પણ એમ જ સાંભળું છું. માટે પ્રેમરાય, આપે એ વિષે આનાકાની કરવી નહિ.

**માનસિંહ**—આખું રજપૂતમંડળ તો ફ્હે છે કે, જ્યાં સુધી પ્રેમરાય ગાદિયે બેસશે નહિ ત્યાં સુધી, અમે ગાદીની અહર્નિશ ચોકી કરીશું, બીજા કોઇને ગાદિયે બેસવા દઈશું નહિ. માટે આપને ઘટે છે કે, પ્રજાની ઇચ્છા પ્રમાણે કરવું.

(પ્રતાપરાય પ્રવેશ કરે છે તેને ઉઠીને ભેટે છે.)

**પ્રતાપરાય**—પ્રતાપિ પ્રેમરાય! હાથ પગ બાંધેલો આ કપટપુરીનો રાજા છે. એણે આપણી સરહદ દબાવીને, તેમજ, આસપાસના રાજ્યમાંથી ભોંય પચાવી પડીને, પોતાની ન્હાની સરખી જાગીર વધારીને મ્હોટું રાજ્ય વિસ્તાર્યું છે, તેથી, એના પાપે છેવટે એને ઘેરી લીધો છે.

**પ્રેમરાય**—સાબાશ, પ્રિય મિત્ર! એવાને યોગ્ય શિક્ષા થઈ, પણ એમનો પુત્ર ક્યાં છે?

**કપટપુરીરાય**—ઢોલારાય મહારાજ!

**પ્રતાપરાય**—અરે ઢોલારાય કોને ફ્હો છો, એ તો પ્રેમરાય છે.

**કપટપુરીરાય**—હું ભૂલ્યો, પ્રેમરાય, મહારાજ! હું આપને વંદન કરૂં છું. મારા મૂર્ખ કુંવર ઉપર આપને કટાક્ષ રાખવુ જોઇયે નહિ. ભાળ તો કહિં નથી લાગતી. એના કુકર્મની શિક્ષા મને થઈ ચૂકી, માટે હવે એની વાત કૃપા કરીને મનમાંથી ક્હાડી નાખો.

**બીજો નાગરિક**—એ બધી વાત પછી, રાજ્યાભિષેક કરવાનું મુહૂર્ત આ પળે ઘણું ચોખ્ખું છે. રાજ્યના જોશી પાસે ઘડી પણ મંડાવી રાખી છે, માટે તે વિધિ ચલાવો.

**પ્રેમરાય**—રાજ્યકારભારિયો, નાગરિકો, અને દેશની પ્રજા, હું સર્વેનો આભાર માનું છું અને આવડો બધો સર્વેને મારા પ્રતિ પ્રેમ છે તો હું સર્વેની ઈચ્છા માન્ય રાખીશ, પણ રાજ્યાભિષેકને માટે થોડી વાર કરવાની કારણસર અગત્ય છે.

**ગુણવંતરાય**—હું આપનો ભાવાર્થ સમજ્યો છું.

**ચાર**—(પ્રવેશ કરીને) મહારાજ! પ્રેમરાય! નગરથી ચાર ગાઉ ઉપર મ્હોટી સેના આવીને પડી છે. તે કોની છે, એ વાત જાણવામાં આવી નથી, પણ ઢાળો કરચા પછી, આપણા નગર ઉપર હલ્લો કરવાના છે એમ સમજવામાં આવ્યું છે.

**પ્રેમરાય**—ગમે તે હો, મિત્ર કે શત્રુ, આપણે પૂર્ણ તત્પર થઈ રહેવું. પ્રતાપરાય! તમે કપટપુરી જીતી આવ્યા તે ઉપરથી સમજાય છે કે આપણી રાજ્યસેના આપણા ન્યાયના પક્ષમાં છે, નહિ વારૂ?

**પ્રતાપરાય**—એ વિષે કાંઈ શંકા આણવા જેવું છે જ નહિ.

**પ્રેમરાય**—ઠીક છે ત્યારે, ચાલો સર્વે શૂરા લોકો, આપણે સજ્જ થઇને નગર બ્હાર પડાવ નાંખિયે.

———:o:———

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—લડાઈનું મેદાન.



પ્રેમરાય, પ્રતાપરાય, અને તેમના ભણીના સુભટો, તથા સામી

બાજુએ પુરૂષના વેશમાં ચારૂમતી તથા બાલારાય અને તેના સુભટો ઈત્યાદિ.

**પ્રેમરાય**—હું મોખરે રહું છું, ભાઈ પ્રતાપરાય, તમે પણ મારે પડખે રેહેજો કે આપણી ઈચ્છા પ્રમાણે આપણા સુભટોને સૂચનાઓ કરવાની ઝડપ જાળવી શકાય.

**પ્રતાપરાય**—હું પણ એમ જ ઇચ્છું છું.

**પ્રેમરાય**—ધસો આપણ આગળ, (તેમ કરે છે.)

(સામેથી સૈન્ય કૂચ કરતું આવે છે અને સામાસામી યુદ્ધ થાય છે. એક પછી એક પટા ખેલે છે.)

**ચારૂમતી**—અહો, બાલારાય પણ પેલા યોદ્ધા સાથે યુદ્ધમાં મચ્યા ને હું એકલી રહી તો.

**પ્રેમરાય**—(તકાશીને) આ શસ્ત્રે મારા સૈન્યમાં તેં ભંગાણ પાડ્યું છે. લે લેતો જા.

(ચારૂમતીના શસ્ત્ર ઉપર પ્રહાર કરે છે.)

**ચારૂમતી**—(શસ્ત્રના આંચકાથી નિર્બળ થઇ જતાં) અરે! એણે મારા ઉપર ઘા તાકચો છે તો હું તે બચાવાને નીચી નમી જાઉં.

(બંને પટા ખેલે છે. ચારૂમતી થાકીને નીચે ભોંયઉપર પડે છે.)

**પ્રેમરાય**—(તેના ઉપર ધસીને ચડી બેસતાં) તેં મારી સેનામાં ત્રાસ વર્ત્તાવ્યો છે નહિ વારૂ? લે ત્યારે એનો બદલો લેતો જા. (કટાર તાકે છે.)

**ચારૂમતી**—ઓ મારા પ્રાણપ્રિય પ્રેમરાય! તારો એક વાર પણ ભેટો થયો હોત........

**પ્રેમરાય**—(કટાર નાખી દઇને) અરે! તું કોણ? પુરૂષના વેષમાં મારી પ્રિયા? મારી ચારૂમતી!

**ચારૂમતી**—કોણ મારા પ્રિય પ્રેમરાય! ઓ મારા જીવનના ઝરા! મારા પ્રાણના આધાર! (ઉભા થઇને બન્ને ભેટે છે.)

**નેપથ્યમાં**—"સામી આવેલી સેના મિત્રની છે માટે લડશો માં"

**પ્રતાપરાય**—(સાંભળીને) શું એ ખરી વાત! હાસ્તો! પણ પ્રેમરાયને ભેટ્યું છે એ કોણ?

**બાલારાય**—એ ચારૂમતી કોને ભેટી છે?

**પ્રતાપરાય**—એ પ્રેમરાય છે, આવો ભાઇ ત્યારે આપણે મિત્ર ઠરયા. (બન્ને જણ પ્રેમરાય પાસે જાય છે.)

**પ્રેમરાય**—આ ઉપકારનો બદલો હું કયારે વાળીશ?

**ચારૂમતી**—આપ આપનીના થાઓ એટલે બદલો વાળ્યો. પણ ખરે, આપ તો સેનાપતિ થયા છો, નહિ વારૂ?

**પ્રેમરાય**—હા, પ્રિયા, પણ તેમાં શું?

**ચારૂમતી**—તેમાં શું? આવી ઠગાઇ? આવું ભોળપણ? ઠીક છે, ચતુરીને મળું, પછી એની વાત છે.

**પ્રેમરાય**—વ્હાલી, મેં શી ઠગાઇ કરી? ચતુરિયે શો વાંક કરચો?

**ચારૂમતી**—જવા દો આપની પંડિતાઇ, તે મારા આગળ નહિ ચાલે, છેવટ મારા જ પિતા આપને કેદ કરવાને મળ્યા.

**પ્રેમરાય**—પ્રિયા, સમજવામાં કાંઇ ભૂલ છે, અથવા તો મને લાગે છે કે પેલા દુષ્ટ મેધારિરાયે ખોટું ભરવ્યું છે.

**ચારૂમતી**—હેં! મને પણ એમ લાગ્યું હતું ખરૂં, ત્યારે મારા પિતા કયાં છે?

**પ્રેમરાય**—મારી પ્રાણપ્રિયા! પેલા આવે પ્રધાનજી.

**ચારૂમતી**—(તેને ભેટીને) મારા પિતાજી, હું તમારી વ્હાલી ચારૂમતી છું, મારાં માજી ક્યાં?

**ગુણવંતરાય**—તે ઘર આગળ કુશળ છે. તને આ પ્રમાણે કુશળ જોઇ મને અત્યાનંદ થયો. (ચતુરી પ્રવેશ કરે છે)

**ચારૂમતી**—એ મારી વ્હાલી ચતુરી (તેને ભેટે છે). તારા હેતના બદલામાં તારા રાજવંશી ભાઇનો મેળો કરાવું છું (બાલારાયને બતાવે છે એટલે તે તેને ભેટે છે)

**બાલારાય**—કોણ ધસી આવે છે? આ મને ભેટી પડે છે એ કોણ?

**ચતુરી**—તમારી વ્હાલી પણ ચોરાયલી બ્હેન.

**બાલારાય**—શું મારી બ્હેન? મારી વ્હાલી ચતુરી? મારી ચોરાયલી ચતુરી!

**ચારૂમતી**—મહારાજ, એ જ આપનાં બ્હેન!

**પ્રતાપરાય**—ત્યારે શું આ યોદ્ધો મારી પ્રિયાનો ભાઇ! કેવી નવાઈ! કેવું આશ્ચર્ય!

**ચારૂમતી**—હા જી.

**બાલારાય**—ચારૂમતી! તમારા આ ઉપકારનો બદલો હું શો વાળું?

**ચારૂમતી**—બદલામાં આ મારા પિતાને ક્હો કે તમે નિષ્કલંક છો. તમને અયોગ્ય દેશવટો દીધો છે.

**ગુણવંતરાય**—દીકરી! એ કોણ?

**બાલારાય**—તમે વૃદ્ધ છો, માટે મારા પિતાને સ્થાનકે છો. તેથી હું તમને નમન કરૂ છું અને તમારી જન્મ ભૂમિના રાજા લેખે તમને કહું છું કે, મારા પિતાએ તમને જે વાંક માટે દેશવટો દીધો હતો તેથી તમે નિર્દોષ છો.

**ગુણવંતરાય**—જે રાજકન્યા ચોરવાનો મારા ઉપર અપરાધ મૂકવામાં આવ્યો હતો તે જ આ ચતુરી, અને તમે મારા મહારાજા! કેવું સાનંદાશ્ચર્ય!

**બાલારાય**—તેની તમે સંભાળ રાખી માટે—

**ગુણવંતરાય**—(વચ્ચે બોલી ઉઠે છે.) આપનાં બ્હેનને જેણે પાળી પોષીને ઉછેર્યાં તે તો આ વિદ્યાધર ગુરૂજી છે. (તેને મેળવે છે.)

**ચતુરી**—હા, મારા રાજવંશી ભાઇ! એ મારા ધર્મના પિતા! મારા રક્ષક! મારા પોષક! ખરી ખાતરી તો હવણાં જ થઈ કે એ મારા ધર્મના પિતા છે અને આપણા રાજવંશી પિતાએ જેટલા લાડ અને ભાવથી તમને પાળ્યા પોષ્યા હશે તે કરતાં ઓછા લાડ અને ભાવથી હું ઉછરી નથી અને આ મારી વ્હાલી સખી–અરે વળી તું પુરૂષ ક્યાં બની ગઇ!—આ મારી વ્હાલી સખીનો આભાર મારા ઉપર ઓછો નથી.

**બાલારાય**—વિદ્યાધર! તમે પણ મારા ધર્મના પિતા છો. મારી ચોરાયલી બ્હેનને આ પ્રમાણે તમે પાળી પોષી, અને તેના રાજકુળને કોઇ પણ પ્રકારનું લાંછન લાગે નહિ એ પ્રમાણે ઉછેરી, તેથી, તમને મારા પિતાની પદવી આપીને હાલ હું સંતોષ માનું છું, પછીની વાત પછી છે.

**વિદ્યાધર**—પરમેશ્વરે મને જેમ મતિ સૂઝાડી તેમ મેં કર્યું છે, અને આ પ્રમાણે મારી પાલક ચતુરીને ઉત્સાહનું કારણ ઉત્પન્ન થયું તેથી મને જે સંતોષ પ્રાપ્ત થયો છે તે પરિપૂર્ણ બદલો જ છે.

**પ્રેમરાય**—યોગ્ય છે. (ચારૂમતીને) પ્રિયા! હવે મને જંપ વળ્યો.

**ચારૂમતી**—મારા પ્રાણ! તમારા સ્નેહના બદલામાં કાંઈ આપી શકાય એમ નથી, પણ આપના પિતા........

**પ્રેમરાય**—શું મારા પિતા! તે જીવતા છે? હું શું સાંભળું છું?

**ચારૂમતી**—તે જીવતા છે એટલું જ નહિ પણ તમે તમારો પ્રેમ મને અર્પણ કર્યો તેના બદલામાં હું તમારા પિતાનો સ્વપ્નમાં થવો દુર્લભ એવો પ્રત્યક્ષ મેળાપ કરાવું છું. (ઉદયસિંહ પ્રવેશ કરે છે.)

**પ્રેમરાય**—(સાનંદાશ્ચર્ય પામીને ઉદયસિંહને ભેટતાં) નહિ, નહિ, આ તો સ્વપ્ન છે. જે પિતાને સ્વર્ગવાસી થયેલા જાણ્યા હતા તેમનો મેળાપ! અને મળવાને દુર્લભ એવી પ્રિયાની પ્રાપ્તિ! પ્રભુની કેવી કૃપા!

**ઉદયસિંહ**—સ્વપ્ન નથી, પ્રેમરાય! એ ખરી વાત છે. અને એનો ભેદ હવે પછી તમે જાણશો, ત્યારે ખરૂં છતાં પણ, વધારે સ્વપ્ન જેવું જણાશે.

**પ્રેમરાય**—પિતા! મારા પ્રિય પિતા! એ જાણવાની મને ઘણી આતુરતા છે.

**વિદ્યાધર**—આપની સર્વ આતુરતા પૂર્ણ થશે. હવણાં ચાલો આપણે નગરમાં જઇયે. આજનો દિવસ આપનાં અને પ્રતાપરાયનાં લગ્ન ચારૂમતી અને ચતુરીની સાથે કરવાને ઘણો શુભ છે.

**પ્રેમરાય**—પણ તે પ્હેલાં, પિતાજીની આજ્ઞાથી, હવે પેલું તાકું ઉઘાડી જોઈ મારી જીજ્ઞાસા તૃપ્ત કરવાને હું બહુ ઇચ્છું છું.

**ઉદયસિંહ**—હા પ્રેમરાય, તે જોવાને હવે તમે બધી રીતે યોગ્ય થયા છો, માટે તમારી ઇચ્છા સત્વર પૂર્ણ થશે.

**વિદ્યાધર**—લગ્ન થયા પછી રાજ્યાભિષેક કરવાનો છે. અને આવા મ્હોટા સુખદ પ્રસંગનો હર્ષ પ્રદર્શિત કરવાને અને સર્વને આનંદ પમાડવાને માટે આપના ઘરના ચોકમાં રંગ મંડપ રચાયો છે. ત્યાં નાટક ભજવી બતાવવામાં આવશે. તે

પ્રસંગે એ તાકા વિષેનો પણ ભેદ સમજાશે. માટે ચાલો હવણાં આપણે સર્વ ત્યાં જઇયે, અને ઇશ્વર કૃપાથી અદભુત પ્રકારે આજે હર્ષદાયક બનાવ બન્યો એટલા માટે જતાં પ્હેલાં બોલો કે,

(રાગ ઝિંઝોટી, તાલ દાદરાની)

ધિરજ ધરી, સંપકરી, યત્ન આદરે
જો ન ગર્વ, કાર્ય સર્વ, પાર ઉતરે.—ધિરજ૦
અહિં પ્રસિદ્ધ સરચું સિદ્ધ કાર્ય અવસરે
ભક્તિ ભાવનો પ્રભાવ તો ફળ્યો ખરે.
એ પ્રતાપ આપ જાપ જે કર્યા હરે
તનથી, મનથી, ધનથી, સુખ જામ્યાં, દુઃખવામ્યાં,
પ્રિય પામ્યાં, અમ હૃદય ઠરે,—ધિરજ૦
શસ્ત્ર સજી, ઈશ ભજી, હામ જે ધરે
પ્રબળ હોય અરિ કોય, તોય ના ડરે.—ધિરજ૦
હોય અબળ, તોય સબળ શત્રુ શિર હરે
દામે, ઠામે, હામે, જે પૂરા, ને શૂરા
તે ચૂરા, અરિતણા કરે—ધિરજ૦

———:o:———

## પ્રવેશ—૬ ઠ્ઠો.

સ્થળ—પ્રેમરાયના ઘરના ચોકમાં રંગમંડપ.



**બાલારાય, પ્રેમરાય, ચારૂમતી, ગુણવંતરાય, વિદ્યાધર.**

વિદ્યાધર—પ્રેમરાય, રાજાજી, આ ખેલાડિયો ઘણા ચમત્કારિક છે. તેમણે એક નવો ખેલ રચ્યો છે, તે આ આનંદદાયક

સમયને ઘણો અનુસરતો છે, માટે મારી અને ઉદયસિંહની ગોઠવણ પ્રમાણે, આ ઠેકાણે ભજવી બતાવવામાં આવે છે.

ઉદયસિંહ—આ ખેલ એવો ગુચવારા ભરેલો છે કે, મારે અને વિદ્યાધરને એમાં આશ્રય આપવો પડશે, તેથી સભામાં નહિ બેસતાં અમે રંગમંડપમાં જઈશું, પણ ખેલનો દેખાવ જોઈ, સભામાંથી કોઇ કાંઇ ગરબડ કરે નહિ એવી પાકી વ્યવસ્થા રખાવશો.

પ્રતાપરાવ—એ મારૂં કામ છે. તમે સુખે જાઓ.

(તેઓ જાય છે અને ખેલ શરૂ થાય છે.)



# અંતર નાટક

## પ્રવેશ ૧ લો.

### સ્થળ, રાજમહાલય



**કંચુકી**— (સવાયા એકત્રીસા.)

કીર્ત્તિવંતા કરૂણરાયનો, પ્રકટી રહેજો પૂણ પ્રકાશ,
પ્રજાતણો પાળક છે પૂરો, આશાવંત ન થાય નિરાશ;
કુટિલ જનોનો કાળ ક્ષરમો, ધર્મી, ગુણીજનકેરો હાસ,
એવા માયાળું રાજાનો યશ વ્યાપી રહેજો ચોપાસ.

**મૃગયાધિકારી**—(પ્રવેશ કરીને) કંચુકી, મહારાજને મારૂં આવવું વિદિત કરો.

**કંચુકી**—મહારાજ તો પ્રધાનજી અને સેનાપતિ સાથે રાજ્ય કાર્યમાં રોકાયા છે.

**મૃગયાધિકારી**—કંચુકી, તમે જાણોછો? (સવૈયા એકત્રીસા.)
લાભ હાનિનાં લાખો કામો, લડવા, ચડવાતણો વિચાર,
કારભારના કાર વિષયમાં કે કરવામાં ધર્માચાર
લીન થયેલો પણ છોડી દે મૃગયાનો શુણતાં ઉચ્ચાર;
મૃગયાના મદમાં મ્હાલંતો, લક્ષણવંતો પણ લાચાર.

**મૃગયાનાયક**—(પ્રવેશ કરીને) ખરી વાત છે. મૃગયાનો ચડસ માણ્યો હોય તે જાણે.

ચડશે ચડતો મૃગયા રમતો, આઘાં પાછાં જુવે ન ઠામ,
ખાડ, ટેકરા, ખીણ, કૂવાપણ કૂદી જાવા પકડે હામ;
હયપરથી તે પડે, ચડે ગણી વાડઝાડની આડ, નકામ,
ખભે નાળ, અસિકટિ, કર ભાલો, કટાર, ખંજન હાર તમામ.

**મૃગયાધિકારી**—( તાણીને બોલતાં ) જો મહારાજ અમારો શબ્દ સાંભળે, તો, દોડીને અમારી પાસે આવી, અમારી વાત સાંભળે.

**મહારાજ**—( મૃગયાધિકારીના બોલ કાને પડતાં દોડી આવીને ) આવડી ઉત્કંઠા અને અગત્ય જણાવો છો તે શું કોઇ શિકાર આવી ચડયો છે કે શું?

**મૃગયાધિકારી**—( નમન કરતાં, ) ખમા મહારાજને,

( કટાવ )

મૃગયા આજે, રમવા કાજે, મહારાજ તો ખસુસ બિરાજે,
કાળો કાળસમાન જ વાઘો, તે સાથે ખીજે છે આઘો;
મૃગને ટોલે આવી લાગ્યો, કાલિયાર તે જોતાં ભાગ્યો,
વળી સિંહનું જોડુ આવ્યું, તેણે મસ ઘમસાણ મચાવ્યું;
સ્હાવા જાતાં સામું ધાયું, નહિ સ્હેવાયુ શિર ન નમાવ્યું,
ફાવ્યું આવ્યું, તેને સ્હાયુ, કંર કંરનું કામ બજાવ્યું.
મુખ અંગારે તાજે દાઝે, મેઘ ગર્જના જેવું ગાજે
પીલા પ્હાડ સમા એ ટુકડા, આખા પશુના મુખમાં બુકડા
મૃગયા આજે રમવા કાજે, મહારાજ તો ખસુસ બિરાજે.

**મહારાજ**—હાં, એમ છે? તમારી પછવાડે આ હું આવ્યો, ( પ્રધાન અને સેનાપતિ પ્રવેશ કરે છે તેમને ) આટોપો હવે કામ;

**બન્ને**—મહારાજ અમે એમ જ કરીને આવ્યા છિયે.

**મૃગયાધિકારી**—ખમા મહારાજને, અમે આ ચાલ્યા.

**મહારાજ**—રાજભાને સાથે લેતા જજો.

**મૃગયાનાયક**—આજે આગેવાન તો રાજભા જ છે, પાકી ચોકશી કરયા પછી, સિંહની બાતમી એમણે જ આપી છે, અને એ આપણી રાહ જોતા નાકામાં તૈયાર ઉભા છે.

**મહારાજ**—તેમને લઇને તમે સિંહના જોડાને ઘેરો નાંખો, હું આવી પ્હોચું છું. (મૃગયા માટે પોશાક, હથિયાર મંગાવી સજ્જ થાય છે)

**નવલ**—(પ્રવેશ કરીને) મહારાજ! અમારાં બા સાહેબને કાંઇક વિનતિ કરવી છે.

**મહારાજ**—મહાદેવી ભલે પધારે, અથવા, સજ્જ થઇને હુંજ તેમની પાસે આવું છું.

**મહાદેવી**—(એકાએક પ્રવેશ કરીને) મહારાજ! આપ શિકારે પધારોછો, મારા વ્હાલા!

મને થાય છે માન શકુન, મારા વ્હાલા રે,
તેથી બોલી શકુ ન શકુ ન, ચિતના ચ્હાયા રે,
મારી જમણી ફરકે આંખ, મારા વ્હાલા રે,
એ તો ચેતવણીની સાખ, મારા વ્હાલા રે,
મને કંપારી છૂટે અંગ, પ્રાણના પ્યારા રે,
મારા મનનો ન કરશો ભંગ, થાઓ ન ન્યારા રે,
પાલવ પાથરૂ રાખો રંગ, મારા મનનો રે,
ત્યાગો તનથી શિકારીનો સંગ, એ નથી તનનો રે,
અતિ અકળાતાં મુજથી રડાય, મારા વ્હાલા રે,
ન્યાળો, કેવી કંપે મારી કાય? કરૂં કાલાવાલા રે.

**મહારાજ**—મહાદેવી! મિથ્યા વિમાસણ શું કરવા કરો છો? આપત્તિ ટાળનારને આપત્તિ શાની? મારાં વ્હાલાં રાણીજી! શિકારમાં જય મેળવી વ્હેલો વ્હેલો હું આવીશ, શાન્ત થાઓ. (જાય છે)

———:o:———

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—પર્વતના ઘાટમાં એક શિખર ટેકરી.



પાત્ર—ચંડાળ ચોકડી.

**પ્હેલો**—આહા! આ ખિણ કેવી છે!

(કવિત)

ઘાટી ઝાડી, વાડ, ખીણ, ગહન ઘણી છે એ તો
સિંહ, વાઘ વાળી જેમાં, ખે ખાંડો કૂહેવાય છે
જન કોઈ જઈ શકે, એવી ગલી કુંચી નથી
જો કદાપિ પડે તો તો, પ-તો ના પમાય છે.

**બીજો**—મશગુલ મૃગયામાં આઘું પાછું પેખે નહિં,
મૃગયાની પૂઠે પડી અજાણ્યું જવાય છે

**ત્રીજો**—જો! જો! પેલો કાળિયો એ કાળ જેવો વિકરાળ
કુદકારા મારતો ને ધસતો દેખાય છે.

**રાજભા**—હા, મેં દીઠો. રણસિંગું વગાડો કે મહારાજ અહિં પધારે. આ પથ્થર ઠીક એકઠા કરી રાખ્યા છે, જેવા મહારાજ ખીણમાં ગગડે કે આપણે આ પથ્થરનો વર્ષાદ વરસાવીને તેમને ઢાંકી દઇને થંડક કરવાની છે,

(રણસિંગુ વગાડે છે.)

**મહારાજ**—(રણસિંગાનો નાદ સાંભળી એકદમ આવી પ્હોચતાં) કેમ રાજભા! તમે શું જુઓ છો?

**રાજભા**—જુઓ, પેલો કાળિયો પણે લપાયો છે. આ પગથિયાં જેવાં ખાકાં કરચાં છે, તેમાં પગ ઠરાવીને મૂકીને વીશેક કદમ નીચે ઉતરશો એટલે ત્યાંથી જ પ્હાર કરશો તો એના બાર વાગી જાશે.

**મહારાજ**—વીશ કદમ નીચે ઉતરવાનું બહુ વિકટ જણાય છે પણ જો ઉતરાય તો સ્થળ એવું છે કે, ત્યાંથી ગોળી બરાબર લાગી શકે. (ઉતરે છે, ત્રણ પગથિયાં ઉતર્યા પછી અટકી પડતાં) જુઓ રાજભા, સિંહ અને સિંહણ પણ ખિણમાં જ ઉતરી પડયાં. હવે ત્રણે પૂરેપૂરાં ઘેરાયાં છે તો આપણે જરા થોભિયે. (ઉપર આવવા ફરે છે.)

**રાજભા**—ત્યારે આપ પણ તેના ભેગા ખીણમાં બિરાજી જાઓ. હવે પાછા ઉપર આવી શકાશે નહિ. નાયક! તમે પાસે આવી બધા સજ્જ ઉભા રહો.

**મહારાજ**—દુષ્ટ રાજભા! છેવટ તું રાજદ્રોહી નિપજ્યો. પ્રભુ! તું જોજે સાચ ઢંકાય નહિ.

(ગીતિ)

શાણા શુભ ઇચ્છકનું, કહ્યું ન માને કદાપિ કો જન તો;
મારૂં શું અહિં નિપજ્યું, હૃદયે લખી રાખજો સુઘડ જન તો.

**મૃગનાયક**—(આગળ ધશી આવીને) હા, મહારાજ, આપ પાછા ઉપર ચડી આવો તો આપના જેવા કુશળ શિકારીને એબ લાગે. (સીસોટી વગાડે છે, એટલે ચંડાલ ચોકડિયા ચડવાને ઠેકાણે રોકવાને હાજર થઇ જાય છે.)

**મહારાજ**—(ચકિત થઇને) શું તમે મને ઉપર આવવા નહીં દ્યો?

**રાજભા**—ના, મહારાજ! આપની પ્રતિષ્ઠાને લાંચ્છન લાગે એવું અમે નહિ થવા દેઇયે. ત્રણે શિકાર આપને કરવાના છે, તો ત્રણે અહિં સપડાયા છે! અને આપ પણ તેમના શિકારી અમારા શિકારમાં સપડાઈ ચૂકયા છો.

**મહારાજ**—દુષ્ટ રાજભા! તું શું, કહે છે? તેં પ્રપંચ રચ્યો છે?

**રાજભા**—પાંચ વાર પ્રપંચ રચ્યો હતો, તેમાંથી તમે છટકી ગયા હતા. પણ આ છઠ્ઠામાં આજે તો સટકો એમ નથી.

**મૃગયાનાયક**—જુવો રાજભા! સામી ટેકરિયે મૃગયાધિકારી ચડતા જણાય છે, શું જોઈ રહ્યા છો. અમારા બાર વગાડવા છે કે શું ?

**મહારાજ**—　　　　(શ્લોક)

રાજ દ્રોહી મહા પાપી, નરક વાસ તે થશે;
દુ:ખ સાગરે ડૂબી, પાતાળે પેશી જશે.

**રાજભા**—તેના પ્હેલાં આપ જ પાતાળે પધારો.

(તેને બંધુકનો કુંદો એવો જોરથી મારે છે કે મહારાજ ખીણમાં ગગડી પડે છે, તેના ઉપર પથ્થર એકઠા કરી રાખ્યા હતા તે બધા મળીને ગગડાવી નાંખે છે.)

**મૃગયાધિકારી**—(ખીણની સામી બાજુએ પ્રવેશ કરતાં) અરે! મહારાજ તો ગગડી પડયા! (તેમને પડતા દેખીને તેમને ઉગારવા, અથવા આશ્રય આપવાના વિચારથી પોતે પણ ખીણમાં કૂદકો મારે છે.)

**મૃગયાનાયક**—રાજભા! અહો મારા મીઠા મહારાજ! હવે તો તમે મહારાજ થયા. જોયું, સામી બાજુએ મૃગયાધિકારી પણ ખિણમાં સમાયા અને........

**રાજભા**—જો જો! પેલો સિંહ અને પેલી સિંહણ પણ એની પછવાડે ધાઈ પડયાં છે. (સ્વગત.) હવે નાનકડા મારા ભત્રીજાકુંવરને પેલા કુટિલદાસે શું કર્યું છે તેના ઉપર નિગેહ બાની કરિયે.

**મૃગયાનાયક**—આપણું કામ હવે સંપૂર્ણ પાર ઉતર્યું, આ ખીણ એવી છે કે એમાંથી કોઈ કાળે કોઈ પણ બ્હાર નીકળી શકે એમ નથી. અને રાજા તો કાળિયાના મ્હો આગળ જ પીટાઈ પડયા છે, ને પેલા અમારા મુરબ્બી શ્રી તો સિંહ સિંહણનો મુરબ્બો થઈ પડયા છે.

(જય જય નવા મહારાજનો કરતા નગારાના નાદે ચાલી જાય છે.)

———:o:———

## પ્રવેશ ૩ જો

### સ્થલ—દરબાર



પાત્ર—રાણી—દાસી (નવલ) અને જેકલી

**રાણી**—દાસી! નવલ. આ કુંવરનું મુખ કેવું રળિયામણું જણાય છે? આંખો કેવી ચંચળ! નાક કેવું શોભાયમાન! કિરના જેવું

**નવલ**—ખરી વાત, કહો છો બાસાહેબ! ( કુંવરને તેડી હાલરડાં ગાય છે. )

( સોરઠો )

**રાણી**—

દુ:ખિયણુ મારી આંખ, ફરફર કયમ ફરકાય છે?
અધિરી અંગી પાંખ પિયુ જોવા પલકાય છે.

**નવલ**—સંતાપ કરો નહિ. બાસાહેબ, પ્રભુ આપની ઓથે આવશે.

**રાણી**—(છાતી દબાવી રાખીને) નવલ!

( દુહો )

પ્રભુ પ્રેમીના પ્રેમને, નિભવા દેવા કાજ;
ચેવટ રાખી ચિત્તમાં, સ્હાય થશે તે આજ.

નવલ! કોઈ કોઈ પ્રસંગની તારી સલાહ પણ લક્ષમાં રાખવા જેવી હોય છે. રાજભાની ખટપટ વિષે તેં જ્યારથી મને ચેતવણી આપી છે, ત્યારથી, એ વિષેનો મારા મનમાં અજંપો રહ્યાં કરે છે. આજે મહારાજ હજી લગણુ પધારયા નહિ એનું કારણુ શું હશે વારૂ?

(દુહો)

ઉંડું અંહુર માહરૂં, ભીતરમાં ભેદાય;
અવનવું કારણ કંઇ હશે, પણ તે નવ પેખાય.

**નવલ**—અહિં થોડી વાર ઉપર જેકલી આવી હતી, તે કહીગઇ છે કે રાજાજી આજે મોડા પધારશે, માટે બાસાહેબે વાટ જોવી નહિ. (વેગળે જોઇને) પેલું કોણ આવે છે? એ તો જેકલી.

**જેકલી**—(પ્રવેશ કરીને) બાસાહેબ! વાળુની વેળા વટી ગઇ છે. માટે આમ પધારો, અને કુંવરને લાવો મારી પાહે. હું હુઈજવાના ઓયડામાં લેઈ જઇને પાયણામાં પોરાડું.

**દાસી**—બાસાહેબ! હેંડો આપણે કુંવરને એક વાર પોઢાડિયે ને પછી આપ ભોજનશાળામાં પધારજો. આપ પાછાં આવશો ત્યાર પછી હું જઈશ.

**જેકલી**—જો, વળી ડાયલી, મારૂં તો કહ્યુ જ કરવા દેતી નથી. વારૂ ઠીક છે, જેવી બાસાહેબની મરજી. (એક બાજુએ) હવે બધું જણાઇ જશે.

**રાણી**—ચાલો શયનગૃહમાં જઇયે, (જતાં જતાં) જેકલી! મહારાજને આટલી બધી વાર કેમ થઈ તે તારા જાણવામાં છે?

**જેકલી**—હા, જી હા, એ બધું જાણવાને હવે વધારે વાર નથી, હવણાં જ આપ જાણશો. (બધાં ગયા પછી બીજી બાજુએ જતાં રાગમાં)

જમડા જેવા ઝાલશે તાણે જાણશે મારાં બા
બાથે એને ઘાલશે તાણે જાણશે મારાં બા.

———:o:———

## પ્રવેશ ૪ થો.

સ્થળ—શયનગૃહ

પાત્ર—ફેવો, જગો, રાણી, દાસી અને જેકલી.

(આશ્ચય પામી સ્તબ્ધ બનીગયેલા પૂતળા જેવા દેખાય છે.)

(ગાયન)

**ફેવો**—આણીકોરે બારી છે ને પેલીકોરે જાળી;
વાડયોનાં છેંડાં ગોડે પેહવામાં હારી.

**જગો**—આંઈથી પેહી પણે નેકળું, ઘાલમ ઘાલા હાલી
ભૂલવણી તો કેવી ભાઈ, ભેંતો શી રૂપાળી?

**ફેવો**—ચિતર ચિતરચાં ભીતરમાં તો, ભીતર રાજી થાતું,
ભા, ભા, ભા, જગાભા જો, ભાળી મન રીઝાતું.
જોઈ જાવું જીવું મારૂં, મનડું જીતાં ગાતું
ચ્યાં આયા ને ચ્યાં જાવું છે, એ નથી હમજાતું.

**જગો**—ઝાડે માળો ઘાલ્યા જેવો, ખાટલો ઉંચો છે,
તે પર ચડવા માટે, ચેવો માંચો તો મૂચ્યો છે.

**ફેવો**—પણે પેલી ઝોળી, મને જોવા જેવી લાગે
ચળકતી ચમકતી જાણે આગ્ લાગે.

**જગો**—આંછો તો અંજાય મારી ભૂલ્યો હું ભમુ છું,
ઉમરે ઉમરા ઓળંગતાં ગગડી હું પડું છું.

(એમ બોલી ઢળી પડતાં ગોટમડુ ખાય છે.)

**ફેવો**—અલ્યા જગા, ઝોળી તો આ રહી. (જોઇને,) ચાં છે કુંવર? એ તો છે ખાલી ખમ.

**જગો**—રાંણી ચાંક લઇ જ્યાં હશે પણ અલ્યા દેવા! તેં પેલી રાંડ જેકલીને મોકલી છે તે ચ્યાં મરી જઈ, જો?

**દેવો**—જોકે અલ્યા જગલા, ડાચણી જેકલી બોલી આવે. અને વળી કુંવરને લેઇને બીજી બે બાઇડિયો પણ આંઈ આવે છે.

**જગો**—દેવલા, હેંડ આપણે પણે હંતાઇ જઇયે, છાંનું માંનું ચોરવું ઠીક પડશે. (બન્ને સંતાઇ જાય છે.)

(કુંવર સહિત રાણી, નવલ અને જેકલી પ્રવેશ કરેછે.)

**રાણી**—(પારણા પાસે જઇને કુંવરને સૂવારતાં) અરે! આ હું શું દેખું છું! નવલ! દોડ, ચોકીવાળાને બોલાવ, ઝટ કર, અહિંયાં કોઇ ચોર ભરાયા છે.

**નવલ**—(સકંપ) ઓ મારા બાપ! આ શો કોપ? (દોડે છે.)

**જેકલી**—(તેને રોકતાં) રેહે. મારી શોંચ, ચ્યાં હેંડી?

**દેવો**—(દેખા દઇને) એ તારાથી નહિ ઉભી રૂહે.

(નવલને ધક્કા મારી અદમોઇ કરે છે.)

**રાણી**—(કુંવરને લઇ નાસતાં) પ્રભુ! આ શો કેર?

**જગો**—(તેને પકડીને) મૂચ આંમ એ સોરો, નેકર માથાના કપાશિયા જ કાઢી નાંછેશ.

**રાણી**—(ગાભરી બની જઇને) ઓ ભલા માણસ! તું મારા કુંવરને લઇ જા નહિ. એ મારે એકનો એક છે, તારે જે જોઇયે તે હું તને આપું પણ મારો કુંવર મને પાછો આપ. લે આ મારો મોતીનો હાર, લે આ બીજો એક હીરાનો.

**જગો**—ખશ વેગળી, અમારે હાર નથી જોઇતો, પણ આ કુંવરનો જીવ જોયેસે.

**રાણી**—અરે ભલા માણુસ! તું આ શું કહે છે? જીવ જોયતો હોય તો મારો લે, પણ મારા કુંવરને જતો મૂક.

**દેવો**—તારો જીવ હું લેશ, ને એનો જીવ જગલો લેશે, હેંડ થા આગળ.

**નવલ**—મારાં રાણી બેભાન થઈ ગયાં; ઓ ભાઇયો! પરમેશ્વરને માટે તમે પાછા જાઓ.

**દેવો**—રાંડ શંખણી, આવ તું આધી (તેને લાત મારે છે ને તે મૂર્છા ખાઈ પડે છે.)

**રાણી**—અરે, ત્રાહિ! ત્રાહિ! મારી દાસી તારી આ દશા! ઓ ભાઇ, તું આવડો નમેરો કેમ થાય છે? તારે જે જોઇયે તે માગી લે. પણ મારા વ્હાલા કુંવરને પાછો આપ. (વળગવા જાય છે તેને ધક્કો મારી હેઠે પાડે છે)

**જગો**—(કુંવરને લઇ નીચે ગાડી હતી તેમાં નાંખી લઇ જાય છે.) હાચ અલ્યા બ્હેલો.

**દેવો**—અલી જેકલી! જોકે નેચે, ને બીજી ગાડી પાહે પેલો ભગલો ઉભોસે તેને બોલાવી આણ. આ રાંડને ઉંચકીને ગાડીમાં નાંખવી પડહે.

**જેકલી**—હું આ હેંડી, પણ મારી શોક આ નવલી જો જરા હાલે તો પૂરી કરી નાંખજે. એ રાંડ મને રોજ બળાપો કરાવતીતી, લે રાંડ હવે ભોગવ તારાં પાપ.

(તેને લાત મારી નીચે ભગલાને બોલાવવા જાય છે.)

**રાણી**—કોણ–કોણ–કોના–બોલ કોના બોલ મારે કાને
શોર બકોર–કોણ–રાંડ–બળાપો–ભોગવ–પાપ.
કોણ–કોણ, કુંવર! આવ, (હાલો ગાય છે)

મારા નાનકડા લાડકડા લે આ સિંહ,
લે આ કોયલ ટૌકા કરતી આંબે મોર
હરખે એ દેખીને આંબા ડાળે મોર
કળાપી કળા કરીને મોરલીને હરખાવતો

મારા વ્હાલા પોઢો રત્ન જડેલે પારણે.
ધાઇને આવ્ આવ્, આવ્, આવ્, મારા કુંવર!
તું દોડતો આવ્, હસતો આવ્, રમતો આવ્,
જમતો આવ્, રાજાજીને લેતો આવ્, આવ્, આવ્, આવ્.

**ભગલો**—આ આયો, તારો છેડો આણુવાને ઝાલકે અલ્યા દેવલા! એનું માંથું, ને હું ઝાલું ટાંટિયા.

**રાણી**—નવલ, નવલ, નવલ, નવલ, કુંવર લાવ્ આવ્ લાવ્-એને લાવ્ ભાઇને લાવ્, બાપુ મારો વ્હેલો લાવ્, વ્હેલો લાવ્, વેલો લાવ્, વ્હેલો લાવ્.

**દેવો**—મૂચ્ લવરી. થાકે હવલી. (તેને ઉંચકી લઇ જાય છે અને નીચે ગાડી હતી તેમાં નાખે છે.)

———:o:———

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—પુરાતન ગઢનો મેડો.



પાત્ર—**રાણી** અને **જેકલી.**

**રાણી**—બેટા, તને ખમા કરે, તું આવડો બધો કેમ રડે છે? છાનો, બાપુ, છાનો, આ હું આવી, અરે ઓ દાસી! તું ક્યાંની થઈ વાસી? શું મારી કરે છે હાંસી? તુને આ ઘડિયે દઉ ફાંસી.

**જેકલી**—મને શું કરવાને દો ફાંસી, દો તમારી નવલીને.

**રાણી**—**નવલ! ક્યાં છે નવલ! મારી નવલ! તું ક્યાં ગઈ (રડતાં) હું તને કેમ દેખતી નથી, પેખતી નથી, કેમ તું મને લેખતી નથી. આમ ઘટે નવલ? મારી અવલ નવલ! નવલ!**

**જેકલી**—જાઓ નવલ ગઇ તાં, રાજભાનું નહિ માનો તો નવલ પાંછું જ મોકલવાનાં છે, જાણ્યું?

**રાણી**—ભાઇ, હેં ભાઇ, તેં કહયું ભાઈ? અરે, તે આવડો બધો રડે છે, ને કેમ કોઇ સંભાળ લેતું નથી? જા, દોડતી જા, લાવ ભાઇને મારી પાસે, નહિ કર, રૂહે, ઉભી, ઉભી રૂહે, તું જતી ના, હુંજ જાઉ છું. (ઓરડામાં કુંવરનું પારણું જોવા ધશી જાય છે અને તે દીઠું નહિ એટલે) અરે, આ શો કોપ? ભાઈનું પારણું તો દેખતી નથી, ને એને હૈયાફાટ રડતો સાંભળું છું, અરે ભાઈ, તું કયાં છે? શું ભીંતે ચડી ગયો છે? પણ એક વાર તું છાનો રૂહે બાપુ! છાનો રૂહે. તારે જે જોઇયે તે કૂહે, લે, હું તને હાલો ગાઉં.

> હાલોરે હાલો ભાઇને હીંચકો વ્હાલો,
> રમતાં ન ખાળો, એને મ્હોનાં માગ્યાં આલો;
> હાલો રે! હાલો! ભાઇને હીંચકો વ્હાલો.

લ્યો વળી! આવા હાલા ગમ્યા નહિ કે શું? લે બીજા ગાઉં.

**જેકલી**—હવે મૂકો તમારો લવારો, આ તો રાજ ભાઇને આવવાનું બાયણું છે, પાયણું નથી.

**રાણી**—ભાઈનું પારણું કયાં છે? અરે, આ રહયું. (ગાય છે)

> મારા લાડકડા કુંવરજી પોઢો પારણે,
> તમને સોંપીશું રાજાજી કેરૂ રાજ્ય;
> મ્હોટા થાઓ વ્હેલા વ્હેલા રાજાજી થવા,
> પાળો પ્રીતિથી કરી પ્રજા તણાં શુભ કાજ,
> મારા લાડકડા કુંવરજી પોઢો પારણે.

**જેકલી**—તમે કોને હાલા ગાઓ છો? જેને ગાઓ છો તે તો જયો.

**રાણી**—અરે બાઇ! એ આવડો બધો રડે છે ને તું આમ શું બોલે છે? ભાઇ! બાપુ! તારૂં મહા રૂદન સાંભળી મારી છાતી ફાટી જાય છે.

તને કોઇ પક્ષી લઇને ઉડી ગયું છે કે શું? (પક્ષીની પાસેથી પડાવવા જતી હોય તેમ ઓરડામાં ચારે ખુણે દોડમદોડા કરી મૂકે છે, અને છત ભણી ઉંચુ જોઇને) અરે કાળ પક્ષી! તું મારા બાળકને છોડ, એને તે ચાંચમાં કેમ ઝાલ્યો છે? અરે, તારી તીક્ષ્ણ ચાંચથી એને લોહી નીકળશે. ભાઇ છોડ! બાપુ છોડ! અરે! એ હુંબકી જશે, એનો રાજવંશી કોમળ દેહ, તારો ચંચુપ્રહાર કેમ સહન કરી શકે?

**જેકલી**—પંખી કુંવરને રમાડતો હોય એવાં ગાંડાં શું કરવા કહાડો છો?

**રાણી**—શું કેહે છે તું? તેં એમ કહ્યું કે, એને હું રમાડુ છુ, પણ બાઈ! એક વાર એને ધવરાવીને રુષ્ટો કરવા દે. પછી તું સુખે રમાડજે. શું તું મને ના કહે છે? તારી મગદૂર શી? એક બાણે હું તુને હવણાં નીચે પાડું છું. લાવ રે, દાસી! ધનુષ્યબાણ. પણ ચૂકથી કદાપિ મારા કુંવરના કુમળા શરીરમાં પેઠું તો પછી? ના રે બાપ! એમ તો થાય નહિ. પણ રૂહે. હું તુને તળપીને પકડું છું. (એમ કહી ક્રોધાવેશમાં છતના તકતાની ભણી એવી છલંગમારી કે જે તકતામાં છબી હતી તેને આચકો વાગવાથી બંધ છૂટયો ને હાથમાં આવતાં નીચે પડી.) હાં, હવે તું કેવું ઝલાયું, ને ચાંચમાંથી ભાઇને છોડી દઇ ઝાડે જઇ બેઠું! બેટા, તુ ગભરાઇશ માં, એ કાળ પંખી તો પેલું ઉડીને ઝાડે બેઠુ; હવે તું નિરાંતે ધાવ (છબીવાળા તકતાને સ્તન સરસો ચાંપીને ધવરાવતી હોય તેમ કરે છે) મારા સામું જોઇને તું ડુસકાં ભરે છે! બાપુ તારૂં કરૂણામય મુખડું જોઇને મારૂં હૃદય ભરાઇ આવે છે (રડે છે.) લાવ હું તારાં આંસુ લોહી નાંખુ. (આંસુ લ્હોતી હોય તેમ કરી તેને ચુંબન કરે છે.) હા! હા! હા! બાપુ, હવે તુંને હસવું આવે છે કાં? ચાલ હવે હું રાજી થઈ. અહા! તારૂં રળિયામણું મુખડું કમળની પેઠે કેવું પ્રપુલ્લિત થએલું દેખાય છે. ચાલ હવે, હું તને હાલામાં સૂવારૂં. અરે દાસી! આવ દોડતી, ભાઇને લે તો.

**જેકલી**—( સ્વગત ) એમની તો ખરેખરી આંછો પુટી જણાય છે, હું પાહે ઉભી ઉભી એના ચાળા જોયાં કરૂં છું, ને હું વેગળે હોઉં એમ બૂમો પાડે છે. ખરે! એની હવે ખરેખરી ડાગલી ખશી, પણ હેંડ એની પાંહેથી છબી લેઈ લઉં, એટલે ગાંડાં કહાડતી રહી જાય. ( ચાસન, ) બા સાહેબ ! હું આપની પાસે છું.

**રાણી**—દાસી, તું ઘણી નુગરી થઈ ગઈ. કુવરને કાળપંખી લઈ ઉડી ગયો હતો, તેથી તે રડી રડીને ફૂલી ગયો. પણ તારૂં તો ઠેકાણું જ મળે નહિ. ના, તે એવું નહિ ચાલે; લે આ કુંવરને. એ જરા ઉંઘતો થયો છે. જા લઈ જઇને પારણામાં પ્હોઢાડ. ( તેને છબી આપે છે તે એક હાથવતી લેવા જાય છે એટલે ) જો ખરૂં તારૂં ભાન ખશી ગયું છે ? વસ્તુની પેઠે ભાઇને એક હાથે લેવાતો હશે ?

**જેકલી**—( સ્વગત ) જણાય જ છે તો જે તમારૂં ખશ્યું છે કે મારૂં. ( પ્રકાશ ) લાવો હવે બે હાથે લઉં છું.

**રાણી**—દાસી, હું કયાં છું ? મારો કુંવર કયાં ? મારા રાજા કયાં ? મારા જીવનહાર કયાં ? ( રડે છે. )

**જેકલી**—અરે ઓ બાઇ ! આ તો રાજભાની એકાન્તની બેઠક છે. બધી વાતની હવે તમને ખબર પડશે.

**રાણી**—મારો મ્હેલ નો હોય ? રાજભા કોણ ? રાજભા ! પેલો પાપી કપટી, દુષ્ટ રાજભા ! તેની આ મેડી ! હા, ખરી વાત, અરે પરમેશ્વર ! આ શો કોપ ! ( કલ્પાંત કરતી રડે છે. દાસી છબી લઈને બીજા ખંડમાં જાય છે. )

**જેકલી**—આટલી બધી વાર શી ? રાજભાનો આવવાનો વાયદો વીતી જવા આવ્યો. ને હજી લગણ કોઈ જણાયું નહિ. અરે હવે તો રાજભા ના કેહેવાય, એ તો રાજાજી થયા. આહા ! હવે મારૂં ચલણ કેવું હાલશે ! રાજભા મને રાણી જેવી ભાળશે.

(ગાયન)

ફીટી દાસી વાહાલાં થઈશું, મ્હેલોમાં મ્હાલી રહીશું,
દેવીને હુકમ દેશું, લાવ પા પાણી કેહેશું.
મ્હોટા મ્હોટા વશમાં થાશે, મારા વેચ્યા તે વેચાશે,
ખવાસડાં દીધું ખાશે, મારી રીજ મનમાં ચ્હાશે.
ઝળકતાં ઝાંઝર ઘાલી, ઠમકતી ચાલે ચાલી,
જઇશ હું હાલી હાલી, જોશે બધા મુંને નિહાળી.
કે'શે આ તો રાણી જેવી, એના જેવી હોય ન દેવી,
ગીતાં ગોરી મારાં ગાશે, મારી રીઝો લઇ રીઝાશે.
બનીશ હું બાંકી બાંકી, ચાલીશ હું વાંકી વાંકી,
મને જોઈ મ્હોટા મ્હોશે, મારે માટે પોકે રોશે.

અહા! મારૂં સુખ જોવાને નવલ બચે તો હારૂં કે જોઈ જોઇને બળે (કાંઇક અવાજ કાને પડયો એટલે) કોણ? હા. એ તો એ જ.

**રાજભા**—(પ્રવેશ કરી) અલી જેકલી! તેં રાણીને સમજાવી કે? એ મારી મરજી પ્રમાણે ચાલવા રાજી છે કે?

**જેકલી**—એ તો ગાંડી થઈ ગઇ છે. એટલે મેં વાત કીધી નથી.

**રાજભા**—જા; તું વાત કર તો ખરી, હું સંતાઈ રહીને સાંભળું છું. અને જેવી વેળા તેમ વરતીશ. (બન્ને રાણીવાળા ખંડમાં જાય છે.)

**જેકલી**—બા સાહેબ! તમે જાણોછો કે રાજાજી તો દેવ થયા. મોજ કરાવનાર હવે કોઇ રહ્યું નહિ. માટે રાજભા રાજા ને, તમે તેમનાં રાણી. ઠીકને! અને જુઓ, તેની મરજી હાચવશો તો માપ રેહેશે, નહિં તો જીવવું ભારે પડશે. હમજ્યાં કે?

**રાણી**—દાસી, તું શું બકે છે! તારી જીભ વાઢવી પડશે; ને રાજભાને છુંદવો પડશે. મને મારા જીવની પરવા નથી.

**જેકલી**—હુમજણાં થાઓ, ને મારૂં માની જાઓ, પછી જુઓ, કેવું હુખ મળે છે તે.

**રાણી**—( ગુસ્સે થઈ દાસીને મારવા જાય છે ) રાંડ શંખણી ! તું નવલ નથી એમ હવે મારી ખાતરી થઈ. તું જેકલી છે. તેં કપટ કાર્યમાં સામેલ રહીને બધી બળતા સળગાવી છે. રાજાજીનો અંત તેં આણ્યો છે. મારો કુંવર મારીપાસેથી તેં છીનાવી લીધો છે. મારૂં અહિં બળ નથી, પણ મારી બ્હેનનો આશ્રય લઈ હું શું કરીશ તે એ જોશે.

**રાજભા**—( પ્રવેશ કરે છે ) હાં ! તું જેકલીનું માનતી નથી, ને વળી તારી બ્હેનનું જોર બતાવે છે ? ( તેને વળગવા જાય છે ને જુસ્સામાં આવી તેને લાતોના પ્રહર કરી અધમુઇ કરી નાંખે છે ) પ્રેક્ષકોમાં હાહાકાર થાય છે.

**પ્રેમરાય**—( ક્રોધાવેશમાં તેને તરવારનો ઘા કરવા જાય છે. ) દુષ્ટ, ચાંડાળ !

**વિદ્યાધર**—હાં હાં મહારાજ! એ તો ખેલ છે.

**રાજભા**—( ક્રોધાવેશમાં આવી ) લે લેતી જા ત્યારે. ( રાણીના માથામાં એક એવી થપડ મારે છે કે જેથી તે મૂર્છા ખાઈ પડે છે. )

**જેકલી**—મહારાજ! હવે એમાં માલ નથી. આપની ધારેલી વાત પાર પડે એમ નથી. હું કાંઇ એનાથી જાઉં એવી છું? જુવો મારૂં ડાચું કેવું રૂપાળું છે. હેંડો ઝાલો મારો હાથ.

**રાજભા**—મારી તો ખાતરી અગાઉથી જ હતી, કે એમાં કાંઇ વળવાનું નથી. માટે હવે તો એ જ ઉપાય છે કે એને આગળ પગલાં ભરતી અટકાવવાને માટે રામ શરણ પહોંચાડવી. હુ હવણાં જઇને માણસ મોકલું છું તે એને ઝાલી લઈ જઇને રાજાની જે ગતિ થઇ તેવી એની કરશે.

**જેકલી**—હા જી. એજ હારી વાત છે. ને મારી પણ હારી જાત છે. રાજભા! ઓ મારા ભા! આપણી જોડી હારી શોભે છે હો!

(ગાયન)

તમે ઢચરા હાઠના ને હું હોળ કેરી
હું તમારે ખાંભે લટકું આંબે લટકે કેરી.
વાળ તમારા ધોળા છે ને મારા વાળ કાળા
કાળા કોટે બાંધું વ્હાલા, થાઓ કાલા કાલા.
બાળક બનવું વ્હાલમાં તો વ્હાલ જામે હારૂં
હેતની ઠેકડિયાં રમતાં હું તમથી નવ હારૂં.

**રાજભા**—વ્હાલાં આવો ભેટિયે ભલા ભાવથી,
ખેલ ફાવતા ખેલીશું ધારયા દાવથી.

**જેકલી**—ઓય રાજવી ઓયરે. એમ વદી ભલે દેવી રોય રે!

(જેકલીને ખાંધે હાથ મૂકી જાય છે.)

---:o:---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—ઉદયસિંહનું ઘર.

પાત્ર—**ઉદયસિંહ-બાલાંબાઇ, મૃત દીકરો**

**ઉદયસિંહ**—પ્રિયા તેં કલ્પાંત ઘણું કરયું, હવે તું વિલાપ કરવો છોડી દે. મહાદેવને ગમ્યું તે ખરૂં; એણે તો પુત્ર આપ્યો હતો પણ આપણાં પૂર્વ જન્મનાં બલિષ્ટ પાપ હશે તેથી તે પાછો થયો.

( દુહો )

સંચિત ભોગવવું પડે, સઘ જગે સિદ્ધાન્ત,
સમજી અવાર્ય નિયમને, કરવું નહિ કલ્પાન્ત.

**બાલાંબાઇ**—આપણા દુઃખી સંસારમાં ઘણે વર્ષે દીકરો અવતર્યો અને પાછો થયો એ મારાથી વેઠાતું નથી.

( દુહો )

સુખદ પણ લાધે નહિં તે દુઃખ દૂર કરાય;
લાદ્યા પછી પાછું વળે તે દુઃખ સહ્યુ ન જાય

આપ એને ત્યારે અત્યારે લઇ જશો? હવે હું એનું મ્હો નહિ દેખું?

**ઉદયસિંહ**—એનો ને આપણો સંબંધ જેટલી વાર રેહેવાને સરજેલો તેટલી વાર રહ્યો. કેમકે,

( ગીતિ )

સંગું વ્હાલું સંસારે પૂર્વતણા યોગથી જ સંધાય;
લેણુંદેણું ચૂંકવી, છૂટોછેડો કરી પછી જાય.

**બાલાંબાઇ**—સગાં વ્હાલાં કોઇને જાણ કરયા વિના એમ કેમ થાય! બાયડિયો આવશે તેની સાથે વિલાપ કરીને હજી વધારે રડીશ ત્યારે મારૂં મન ખાલી થશે. કેમકે—

( ગીતિ )

દુઃખનો ઢગ અતિ ભારે, ગુંગળાવે તે હૃદય ડબાવીને,
પણ તે વિખરઈ જાતાં હૃદય ઉગારે પીડા પળાવીને.

**ઉદયસિંહ**—તું ઘણી સમજુ છું. રડવાથી શું વધારે છે? જો એ આપણો સદાનો સાથી હોત તો તે આપણને અધવચ મૂકીને જાત નહિ.

(ગીતિ)

પંથી પંથે મળતાં, ભેગા પથની હદ સુધી વહીં ચાલે;
નિજ પથ અવર નિકળતાં, સૌને છોડી નિજ પથ ઝટ ચાલે.

માટે હું મારી મેળે એને લઇને એકલો ડાટવા જાઉં છું.

બાલાંબાઇ—તમને બીક નહિ લાગે? મશાણુમાં ઘણાં ભૂત હોય છે તેમને જોઇને તમે છળશો! વળી તમારે પોતાને હાથે ખાડો ખોદવો પડશે માટે સવાર ઉપર રાખો તો ઠીક.

ઉદયસિંહ—ના નહિ. હું હથિયાર સજીને જાઉં છું. સાથે કોદાળી પાવડો લેતો જાઉં છું; મારી કાંઈ ચિંતા કરીશ નહિં. હું ભૂતથી ડરતો નથી. (પોતાના પુત્રનું મડદુ લઇને સ્મશાનમાં જાય છે.)

---:o:---

## પ્રવેશ ૭ મો.

સ્થળ—સ્મશાન

---

પાત્ર—દેવો, જગો અને રાજકુમાર

(ભયથી સ્તબ્ધ બની ગયેલા દેખાય છે.)

(ગાયન)

દેવો—ઓલી કોર ભડકા થાય, જાણું મુજને ઝાલી ખાય;
ફાડી મ્હો જો હામાં ધાય, ભૂતાં બળતાં જો દેખાય.
બેહું તો પણ ના બેહાય, બીકે મારો જીવડો જાય;
ન્હાનું મ્હોટું બનતું કાય, ભડકું એવું એ લંબાય.

અરેરે આશું કેવાય, દોડી, ડગ તો ના દેવાય;
મનડુ વારૂં તો પણ જાય, ધીરજ મુજ જાતાં ધ્રુજાય.

અલ્યા જગા. મૂચ એને હેઠે. અને કાઢ આ ખાડામાંથી માટી

**જગો**—( કાન દઇને ) અલ્યા દેવલા, જોને કોક આવે સે. કોણ સે જાને જરા આઘો.

**દેવો**—હું તો આગળ જતો નથી. મને તો બ્હીક લાગે છે. મારા ટાંટિયા ધરૂજે સે. દેખસ ને. ( ધ્રુજે છે. )

**જગો**—મૂવો રે તું ધરૂજતો, રાંણીને ઠાર કરવી હોત તો તું શું કરી હકત ?

**દેવો**—મને તો બીક લાગે સે, તેથી હું ધરૂજુંસું; પણ તું આવડો હાંફલો ફાંફલો થઇને ચમ કાંપછ જે ?

**જગો**—અરે હું તો ભૂતથી ડરૂં છું.

( ગાયન )

ભૂતડું પણે રડે, રડે, રડે, રડે ભૂતડું પણે રડે.
એની અડફટમાં ચડે, તરફડી પડે.—ભૂતડું
લોહી ચુહતું ફરે, ના કો, મના કરે;
ચો ખુણુથી નિહરે, જીયો હરે.—ભૂતડું.

( ઉદયસિંહ પ્રવેશ કરે છે )

**ઉદયસિંહ**—આ સ્મશાનનો દેખાવ ખરેખરો ભયંકર છે, પણે પેલા ભૂતના ભડકા થાય છે. શૂરવીરોના આગળ ભૂતનું કાંઈ ચાલતું નથી, એમ કહેવાય છે તે ખરી વાત છે. હું ભડકા દેખુછું પણ મને કશી બ્હીક લાગતી નથી. ( કાન દઇને ) અરે ! આ જમણી બાજુએ શાનો અવાજ સંભળાય છે ? કોઈ બાળક રડે છે ! એ જગા બાળકોને

દાટવાની છે, અને તે ઘામટ કહેવાય છે. મને લાગે છે કે બાળકને દાટવા સારૂ કોઈ ખાડો ખોદે છે. (જરા આગળ વધીને) હા, ખરી વાત! બે જણ વાતો કરતા હોય એમ સંભળાય છે. પણ બાળક તો રડે છે, મરી ગએલું નથી, ત્યારે એ તે શું હશે? બાળક રૂપે ભૂત હશે?

જગો—(ડરીને) એતો પાછે આવતો જાય સે. હવે અયમનું કરીશું. જો જો. આ આયો.

ઉદયસિંહ—આ એકાન્ત જગાની શાન્તિમાં વિઘ્ન પાડનાર તમે કોણ છો? બોલો ઉતાવળા, નહિ તો મારી આ તરવાર પોતાનું કામ કરીને કાળી માતાને તમારો ભોગ આપી પ્રસન્ન કરશે.

જગો—ભાઈ દેવલા, નચ્ચી આપણી વાત ઝલાઈ, ને હવે આપણે માર્યા જ્યા.

દેવો—મેં તો કીધું'તું તો, જે કુંવરને મારહુ તેથી કાળી આપણા ઉપર કોપહે. પણ મારૂં તેં માન્યું નહિં. બા હવે લાડવો.

ઉદયસિંહ—કોઈ ઉત્તર નથી આપતું તો મારી આ કટાર તમને હમણાંજ બોલાવશે. (કટાર મ્યાનમાંથી કાહાડે છે.)

જગો—બાપજી! અમને મારહો નહિં. અમે અમારી રાજી ખુશીથી આ કામ કરવા આયા નથી હો.

દેવો—હા, હા, અમે અમારી મતે નથી આયા.

ઉદયસિંહ—ત્યારે તમે કોણ છો? અને કોના મોકલ્યા આવ્યા છો? પોતાના કુંવરને નીચે મુકીને રડતા કુંવરને પોતાના હાથમાં લે છે.

(જગો ઉદયસિંહને અટકાવવા જાય છે.)

(ઉદયસિંહ કટારનો ઘા કરવા જાય છે.)

જગો—બાપજી! રાજભાના કહ્યાથી, તેના કામદારે અમને આ કામ કરવા કીધું તું એમાં અમારો વાંક નથી, હો. (પ્રેક્ષકોમા મુસ્કા બાંધેલો ફુલારાય. (રાજભા) કુટિલદાસના સામું જોઇને ભયભીત થાય છે. કુટિલ કંપે છે.

ઉદયસિંહ—વારૂ ત્યારે તમારો વાંક નથી તો હું તમને જતા મૂકું છું.

દેવો—ભાઈશાબ તમે આ કુંવરને ચ્યાં લઈ જહો? રાજભા જાણુહે જે અમે ઇને ડાટી દીધો નથી તો અમને બાંધ મારહે બાંધ

જગો—અરે બાંધ મારહે તો મારહે પણ અમને આપ્યું સેકની તે પણ ખૂંચી લેહે.

ઉદયસિંહ—તેની તમે ચિંતા કરશો નહિં. તમને આપ્યું કોઈ ખૂંચી નહિં લે. તમે સલુકાઈથી ચાલશો, અને બધી વાત કહી દેશો તો હું એવી રીતે ગોઠવણ કરીશ કે તમારી વાત રાજભા, કે તેનો દુષ્ટ કારભારી કોઈ પણ જાણશે નહિં, ને તમને આપ્યું તમારી પાસે રેહેશે.

દેવો—જુવો ભાઈ શાબ. અમે મારાછિએ ખરા, તો પણ આ કુંવરને રાંણી પોંહેથી લઈ લેતાં તેણે જે ચીચોટા નાંછયા, તેથી મારી છાતી કાંપી ગઈ; પણ હું કરિયે. પેટ લાગ્યું છે, ખરૂ કની જગા!

જગો—હા, હા, એમજ છે?

ઉદયસિંહ—રાણીજી હવણાં કયાં છે?

જગો—તેનું તમારે હું કામસે જે?

ઉદયસિંહ—શું કામ છે! આ કટાર હવણાં તમારી પાસેથી કેહેવરાવશે. (તેને મારવા જાય છે.)

**જગો**—ભૂલ્યો બાપજી, મને મારહો નહિં.

**દેવો**—જગા ! હવે વાત ચોરી રાછી રેહેવાની નથી. હાંભળો, બાપજી, હું કહુંછું. શજભાએ રાજાજીને ઝેર દેઇને મારી નાંખવા ઘણા દહાડાથી પેરવી કીધીતી પણ કોઇ ચાકર પુટયો નહિ, એટલે, શકારે હંગાથે જઇને રાજા ઉપર ઘાકરીને ખાડમાં નાંછી દીધાને રાણીને મારી નાંખવાનું કામ અમને હોંપ્યું. પ્રેક્ષકોમાં ગભરાટ થાય છે.

(ઢોલારાય થરથર કંપે છે કુટિલ તેને દબાવી રાખે છે.)

**ઉદયસિંહ**—શિકારમાં રાજાને મારી નાંખ્યા એ તમે કયાંથી જાણ્યું ?

**દેવો**—અમારો જોડીયો ભગલો કરીને છે કને તે હગાથે હતો બાપજી! ને જાણ્યું કને રાણીને મારવાનું કામ ઇને હોપ્યુંસે તો.

**ઉદયસિંહ**—જુવો ભાઈ, તમે રાણીને ઉગારવાના કામમાં મારી સાથે સામેલ થાઓ તો જે માગો તે હું તમને આપું. તમારે ને મારે સરત એટલી કે રાણીને ઉગારયાં છે એમ હું કોઈને જાણ પડવા દઈશ નહિં ને તમે જે માગશો તે આપીશ.

**દેવો**—તાણે અમે માગિએ તે આપહો ?

**જગો**—દહ વિઘાં ભોંય આપો તો અમે બધું જોખમ માથે લઇયે. પણ તમે કીધું તમ હરત એટલી જે વાત કોઈ જાણે નહિં

**દેવો**—આપો કોલ.

**ઉદયસિંહ**—લે કોલ આપું છું.

**જગો**—(હાથ ધરી કોલ લેતાં) જો જો. બોલ જાય નહિં.

ઉદયસિંહ—બોલ નહિ જાય. એ કરાર કબુલ છે. આ મારો દિકરો કુંવરના જેવડો જ છે. એને કુવરને ઠેકાણે ડાટી દેઇને કુંવરને મારે ઘેર લઈ જઇ મારી વહૂને આપીશ.

દેવો—તાણે તો બહુ પાંહરૂં આયું. જગા ખરૂં કને. હેંડો તાણે નાંખો તમારા સોકરાને ખાડામાં. (છોકરાને ખાડામાં નાંખી ડાટી દે છે.)

ઉદયસિંહ—હું આ કુંવરને મારી વહૂને સ્વાધીન કરી આવું, તેટલી વારમાં તમે ભગલા પાસે જઈને રાણીને ઉગારો.

દેવો—ભગલો કે'તોતો જે રાણી જો રાજભાને તાબે થઇને રેહેશે તો રાજભા રાખહે. ચ્યમજે રાણીનું રૂપ તેને મન બહુ વહી જયું છે.

ઉદયસિંહ—એ ચાંડાલ રાજભા, અરે રાજભા નહિ પણ રાજશત્રુ એની ધારણામાં કદિ પાર પડવાનો નથી. રાણીજી એવાં છે કે એમનું જો ચાલશે તો એ પાપીને પૂરો કરશે.

જગો—ભાઇશાબ! તમેકોહો સો ઇમિજ સે. આ કુંવરને અમે એની મા પાહેથી ઝોંટાવી લાયા તે હમારૂં મન જાણે સે. ઇમના કળકળાટથી ને ઇમની લાતો ને મૂચિયોથી અમારાં પેટ પાચી જ્યાં સે.

દેવો—જુવો ભાઇ, રાણીને મારવાનું ભગલાને કીધું ઓહે તો એ રામદેવની વાવ જે ભાગાતળાવ ઉપર ખૂણામાં સેકને તાં લેઈ આવહે. માટે તમારી વાટ જોઇને અમે તાં બેહવા ના હો.

જગો—હા, તમે તાં વ્હેલા આવી પોહોંચજો હો. હો કે.

ઉદયસિંહ—તમે કોલ આપો કે કહ્યા પ્રમાણે પળીશું.

જગો—તાણે તમે કોલ આપો કે દગો દઈશ નહિ ને વાત છાની રાછેશ.

**ઉદયસિંહ**—લ્યો મારો કૉલ છે.

**દેવો**—તાણે અમારો પણ આ કૉલ છે.

**ઉદયસિંહ**—ભલા, ભલા! ભગવાન,
કુંવર ઉગર્યા માત ઉગરશે
જગા ભગાનાં કરમ ઉઘડશે
થશે કામ સારૂ પ્રભુએ પાર ઉતારશું.
બા માને જે ઉગારશે ઘી કેળાંએ ખાશે
તેનું દળદર જાશે, દોડો, દોડો, દોડો,
બામાને જઇ છોડો, રીઝો લેવા હાજર રહેજો.
આ હું પૂઠે આવું, ત્રણેને રીઝાવુ –

(જાય છે.)

---

## પ્રવેશ ૮ મો.

સ્થળ—ભાગાતળાવ પાસે રામદેવની વાવ.



પાત્ર—**ભગો**, જગો, **દેવો**, રાણી, **ઉદયસિંહ**.

**દેવો**—(શ્વાસભર્યો પ્રવેશ કરતાં) અલ્યા ભગા, બામાને મારેશ નહિં.

**જગો**—હું પેહેલો હાંફતો આયો છું, આપણને ભારે રીજ મળવાની છે.

**ભગો**—અલ્યા જગલા, આ બાઇએ તો મને અદમુવો કરી નાછયો સેં. માટે હું તો ઇને ઉગારવા દિશ ના.

**ઉદયસિંહ**—(એકદમ દોડતો પ્રવેશ કરીને) ભાઇ ભગા તું આવો નમેરો થઇશ નહિ. એ અબળા જાતિ, પોતાના જીવનું રક્ષણ કરવા ગમે તે કરે, તેને માટે તારે આવો વિચાર કરવો નહિ.

**જગો**—જો ભાઇ! ભગલા! એ કોઇ હારા માણહ સેં ને વાત ફૂટે તેમ નથી, એ કૂહે ત્યમ કરવું સે.

**ભગો**—તાણે ઠીક થયું જે તમે વ્હેલા આયા. નહિ તો ઘા કરવાની તયારીમાંજ હું હતો, હો.

**જગો**—જુવો ભાઇશાબ, તમે દેખો છો ત્યમ આ રાણી ગાંડાં થઈ જ્યાંસે. કાંઇ ભાન સેં નહિ. નજરમાં આવે ઈમ બકે સેં તે તમારી નજરે જુઓ સો ને કાંને હાંભળો સો. માટે ઈમને આઘે દેહાવર મોકલી દેવાં ને કુંવરને આપણી ગોઠવણ પરમાંણે તમારે ઘેર રાખવા હોલ કે?

**ભગો**—જો ગનેહને વાત જણાઇ તો રાજભાને તેનો કારભારી અમને ઘાણીમાં ઘાલીને પીલી નાંખહે હમજ્યાકને? માટે અમારો જીવ જોખમાય ઈમ થાય નહિ; ને રાંણીને કુંવર જીવતાં રેહે એમાં અમે રાજી છિયે. ચમજે અમને મળવાનું તે મળ્યું સેં, ને વળી તમે પણ આપહો કે?

**ઉદયસિંહ**—હા હવણાં પણ આપીશ ને વળી કુંવર મ્હોટો થશે, ને પરમેશ્વરનો બનાવ હશે, તો રાજભા નરમ પડતાં કુંવર ગાદી ઉપર બેસશે, ત્યારે તમારી નેકીનો બદલો તમને કેવો હું અપાવીશ તે અગાઉથી કેહેવા કરતાં તે પ્રસંગે કરી બતાવીશ.

**જગો**—તાણે તે ટાંકણે પણ કાંક આપહો હેં કે?

**દેવો**—તાણે તો ભાઇશાબ તમારો ગણ અમે આભલાંમાં પણ નહિં ભૂલિયે હો હોકે.

**ભગો**—પણ જોને જગા પણે બામા બબડતાં હોય એમ હંભળાય છે. (બધા તેના ગાડા પાસે જાય છે.)

**રાણી**—મેં ના કહી, રાજભા ભેળી, ભાઈ શાનો ભાઇ, હું માને ઠેકાણે, તે એ જાણે. તોય **તાણે**. દગો, દગો, દગો, રાજાજીને વાઘ, તેને વાઘ, ના ના. મારે, મારે ? શું મારે ? ખેંચ્યો, તાણ્યો, લીધો. કુંવર ગયો રહ્યો નહિ. મારો, મારો, એ પાપીને મારો. કાપો. કાપો. કાપો. મને કટાર આપો. ખાધુ શું ખાધું ? નવલ નહિ આપું. જા. જા. જા.

**ઉદયસિંહ**—(રડતા) અરે પરમેશ્વર, મહાજનોની પણ આવી દશા થાય છે. ખરે બામાનું મગજ ઠેકાણે નથી. હવે રાણીજીની સ્થિતિ જોઇને મારી ખાતરી થઈ કે એમને દૂર દેશાવર પોહોંચાડી દેવાં ઠીક છે. હું વેળા જોઇને ભાળ કાઢતો રહીશ. હવણા હું પોતે જ જઇને પોહોંચાડી આવું છું.

**ભગો**—હા. એમ જ કરવું. તમારી મરજી હોય તો હું હંગાથે હેંડડો આવું. ચમજે આ ગાડું હાંકનારો મારો ભતરીજો સે તે રહતાનો અજાણ્યો સેં.

**ઉદયસિંહ**—આને આજ ગાડાંમાં હવણાં લઇ જવાય તો ઘણું સારૂં. કેમકે ચાંડાલ રાજભા તૈયારી કરે ને વાત ઝલાય તો આપણે કરેલી જુગતી ઉઘાડી પડે; ને સર્વેને હાનિ થાય માટે તમે બધા વેરાઇ જાઓ. હું ભગા સાથે જાઉં છું (ગાડું હંકારી જાય છે.)

———:o:———

## પ્રવેશ ૯ મો

### સ્થળ—ઉદયસિંહનું ઘર.

(કેટલોક સમય વીતી ગયા પછી.)

**ઉદયસિંહ**—(એકલો) દેવીને દેવનગર મેં ઘણાં વર્ષ રાખ્યાં. હવે સ્થલાંતર કરવું, કેટલાંક કારણે યોગ્ય છે. કુંવર તો હવે ઉછર્યો પણ દેવીની સંભાળ મારેજ રાખવી. હું જવર અવર રાખીશ તો ઠીક પડશે. એ વાત તો બધી ખરી, પણ દેહ છે, કદાપિને મારો કાળ થયો; તો પછી સાચી વાત ઢંકાઈ જશે. જગત્માં સાચ ઢંકાઇ જાય અને જૂઠ તરી આવે એમ થવું જોઇયે નહિ. માટે રાણીનું મંગળસૂત્ર, જે મેં છોડી લીધું છે તે અને કુંવરને પ્હેરાવેલાં વસ્ત્ર—ચમત્કારિક ઝભલું અને ટોપી એ સર્વે મારે સંઘરી રાખવાં ઉચિત છે. અને બનેલી બધી વાત લખીને તે ભેગી મૂકવી જોઇયે. હું કુંવરને ભણાવીને સારી પેઠે કુશળ કરીશ. અને દેવી પાસે જતી વેળા તેને કહેતો જઈશ કે:—(લખવા માંડે છે.)

કવિત

વારસો દેવાને વ્હાલા નગદી કે નાણું નથી
વિદ્યા, બુદ્ધિ, વિવેકનો વારસો હું આપું છું.
રાજ્યમાં પ્રવિણ થાજે રાજનીતિ જાણી જાજે
ધર્મ, કીર્તિ, કાર્ય કાજે બોધ હું અપાવું છું.
માલ વિનાનો છે માલ પણ તે અમૂલ્ય માલ
પેલા તાકામાં મૂકેલો તુંને સુખકાર છે;
તે જોવાની યોગ્યતાએ પૂરો પ્હોંચીતું વર્જ્યો છુ
એમ ગુરૂ કહે ત્યારે જોવા અધિકાર છે.

(વસ્ત્ર બરાબર ગોઠવી પોટકી બાંધે છે.)

**પ્રેમરાય**—(સભા મંડપમાં ઉભો થઇ) ભાઈ પ્રતાપરાય! પ્રિય ચારૂમતી! આ શો ચમત્કાર.

**ચારૂમતી**—પરમેશ્વરની અકલિત ગતિ છે.

**પ્રેમરાય**—બ્હેન ચતુરી! તને સાંભરે છે કે?

**ચતુરી**—હા. ભાઇ! કારાગૃહના ભોંયરામાં આપે　કહ્યા હતા તેના તે જ એ બોલ.

**પ્રેમરાય**—(અધિરો થઈ એકાએક ઉઠીને) ગુરૂજી, ગુરૂજી, મારા વ્હાલા ગુરૂજી! મારા પિતાનાં વચન પણ, આ પ્રયોગમાં કહી સંભળાવ્યાં એવાં જ હતાં. માટે મારામાં અધિરાઇ એટલી બધી વધી પડે છે કે, મને બતાવેલા તાકામાં શું છે, તે જોવાને હવે હું યોગ્ય થયો છું, એવી તમે હા ભણો કે તેનીજ સાથે, તે મૂલ્યવાન, અને આનંદદાયક વસ્તુ જોવાને હું મારે હાથેજ તે તાકું ઉઘાડું. ગુરૂજી; ક્યાં છે પિતાજી! બોલાવો એમને.

**વિદ્યાધર**—મારા પ્રિય શિષ્ય, અહો મારા યોગ્ય મહારાજા! આપ એ તાકાની વસ્તુ જોવાને ખરેખરા યોગ્ય થયા છો માટે ઉઠો અને જુવો. હું આપના પિતાજીને બોલાવું છું. (બોલાવે છે.)

**નેપથ્યમાં**—પુત્ર પ્રમાણે પાળેલા, મારા મહારાજાજી. હું ઉદયસિંહ, જેને આપ પોતાનો પિતા માનો છો તે હું આપનો પિતા નથી. પણ પાળક પિતા છું.

**પ્રેમરાય**—હેં ઉદયસિંહ તમે મારા પિતા નહિં?

**ઉદયસિંહ**—(નેપથ્યમાંથી બહાર આવીને.) મારા મહારાજા! આ વેળાએ તમને જોઇને મને આનંદ થાય છે, તે બતાવી આપવાને મારી ન્હાની સરખી જીભ જરા પણ શક્તિ ધરાવતી નથી. મને આ વેળાએ કહેવાને અતિશય આનંદ ઉપજે છે કે, આ ખેલમાં જે રાજકુમારનું કથન કરવામાં આવ્યું તે રાજકુમાર આપ પોતેજ છો. (સભા મંડપમાં આનંદના ઘોષ થાય છે.) તેની સાબીતીમાં ઉઘાડો અમારા ઘરનું તાકુ

અને આપ જાતે જુવો. હું તો પ્રવાસમાંથી ચાલ્યો આવું છું ને ઘરમાં હવણાં જ પ્રવેશ કરૂં છું. કેમ ચારૂમતી, ખરૂં કે નહિં?

**ચારૂમતી**—હાજી. એમ જ છે.

**પ્રેમરાય**—પિતા! ઉદયસિંહ! આ ઉપકાર મારાથી કેમ વળાશે? (તાકું ઉઘાડે છે.) આજ તેજ ઝભલું! ને આજ તેજ મારી ન્હાનકડી ટોપા? (સાનંદાશ્ચર્યથી પ્હેરે છે.) (તાકામાંથી એક દાગીનો ઉપાડીને.) આ શું? (સભા મંડપમાં આનંદ ઘોષ થાય છે.)

**ઉદયસિંહ**—એ આપનાં દુઃખી રાજમાતાનું મંગળ સૂત્ર.

**પ્રેમરાય**—મારા ધર્મના પિતા! મારી માતા ક્યાં? આ સૂત્રની પહેરવાવાળી? (ઢોલારાયને બતાવીને) આ દુષ્ટ ઢોલારાયે, આ કહેવાતા રાજભાએ, અરે એ ચાંડાળે સતાવેલી, અને પોતાની પ્રતિષ્ઠાને માટે પ્રાણ આપવાને તૈયાર થએલી એવી, પેલા ઘાતકી પણ દયાળુ મારાઓના હાથમાં સોંપાયેલી ને તમે દૂર દેશાવર ઉગારવા લઇ ગયેલા, તે ક્યાં? અથવા તેનું શું થયું તે કૃપા કરીને મને સત્વર નિવેદન કરો.

**ઉદયસિંહ**—(મહાદેવીને પ્રવેશ કરાવીને) રાજાજી! આ આપના માતાજી એ ક્ષેમ કુશળ છે. પણ હજી લગણ પરિપૂર્ણ રીતે ઘેલછામાંથી મુકત થયાં નથી. (હર્ષનાદ થાય છે.)

**પ્રેમરાય**—(તેને ભેટીને) અહો મારાં વ્હાલાં માતાજી! આપ એક મહાન્ રાજાનાં મહાદેવી તેની આ વલે? અહો મારા ધર્મ પિતા, જો પ્રભુએ તમને પ્રસંગ આપ્યો હોત નહિ તો, મારાં વ્હાલાં માતાજીની અને મારી શી વલે થવાની હતી તે મેં મારી આંખે પ્રત્યક્ષ જોયું.

**મહાદેવી**—(નવાઇનો દેખાવ ધારણ કરીને) હા. મારો કુમાર તે આજ. મારી જે છાતીમાંથી એને દૂધ ધવરાવેલું તે છાતીમાં હવે શીતળતા ઘણી વળી, અને આજે આટલા વર્ષ થયાં તો પણ,

પાનો ચઢે છે. અહો ! પાનો ઉભરાઇ આવે છે માટે એજ મારો કુમાર. ( સ્તનમાંથી પાનાની શર છુટે છે )

**પ્રેમરાય**—( પાનો પોતાના મુખમાં ઝીલતાં ) માજી ! મારાં માજી, હું તમારો તે જ કુમાર છું. રંક સ્થિતિમાં ઉછરયો પણ તમારૂં માપ જાળવી રહયો છું. એ બધો પ્રતાપ આ ઉદયસિંહ—મારા ધર્મ પિતાનો, અને તેમનો જ આપણે ઉપકાર માનવાનો છે. જેને મેં પોતાનાં માતા જાણેલાં અને જેનું સ્તનપાન કરીને તેના અતિશય પ્રેમમાં હું ઉછર્યો છું તે માતાનો પણ એથી વધારે પાડ માનવાનો છે. અરે! તે આ પ્રસંગ જોવાને જીવ્યાં હોત તો તેમને કેટલો બધો આનંદ થાત.

**મહાદેવી**—કુમાર મળ્યો, કુમાર મળ્યો. મારો વ્હાલો કુમાર, કુમાર મળ્યો. આવડો મ્હોટો થઇને મને મળ્યો. હેં ! હું કયાં હતી ? મારા કુમાર, આટલા દિવસ હું કયાં હતી ? તું કયાં હતો ?

**પ્રેમરાય**—માતાજી ! તે હું હજી લગણ કશું જાણતો નથી. મારા ધર્મપિતા ઉદયસિંહ જાણે.

**ઉદયસિંહ**—રાજમાતા, આપને મેં બાલાપુરીમાં એકાન્ત જગાએ રાખ્યાં હતાં. ( બાલાદેવી સાભરી આવતાં ) બાલાપુરી મારી ન્હાની બ્હેનના રાજધાની નગરમાં ?

**બાલારાય**—રાજમાતાજી શું કહે છે. પોતાની ન્હાની બેનનું રાજધાની નગર બાલાપુરી. અહો પરમેશ્વર! આ રાજમાતાજીનું મુખ મને મારી માતા જેવું લાગતું હતું તેનું કારણ એજ કે ? ત્યારે શું એ મારાં માશી ? ( તેને ભેટે છે. હર્ષ નાદ થાય છે. )

**ચતુરી**—કેવું આશ્ચર્ય ! આ રાજમાતા મારાં માશી થાય ? ( તેને ભેટવા દોડી જાય છે. ) પ્રેમરાય ત્યારે તું મારો ભાઇ ખરોકની ?

**પ્રેમરાય**—બ્હેન ચતુરી. સહસ્રવાર ખરો. મેં તને મારી વ્હાલી બ્હેન કહી હતી તે પ્રમાણે તું ખરેખરી મારી વ્હાલી બ્હેન જ નીકળી. શી પરમેશ્વરની ગહન ગતિ! એક વાર હું એક ગરીબ રજપુતનો પુત્ર પોતાને માનતો હતો અને આ ઘડિયે એક રાજાનો કુમાર ઠરચો. અને બીજા મહાન્ રાજાનો મશિઆઇ ભાઇ ઠરી ચૂકયો. બાલારાય! મારા પ્રિય બાંધવ! મારી પ્રિયા ચારૂમતિને તમે આટલો બધો આશ્રય આપ્યો એમાં (ભાઇપણાનું પણ) ગુપ્ત ભાઇપણાનું ઘણું હેત બતાવ્યું છે હો!

**બાલારાય**—એક બ્હેનની ખોળ કરતાં બ્હેન જડી આવી, અને તમારા જેવા એક પરાક્રમી ભાઇ અને મહા કરૂણાજનક સ્થિતિ ભોગવતાં માશીનો શોધ લાગ્યો. માશી તો મને મળ્યા હતાં પણ તે વેળાએ માશી કોણ જાણતું હતું! (ચતુરીને) બ્હેન ચતુરી! આપણાં માજી પણ સંગાથે આવેલાં છે. અને ઉદયસિંહે તેમને અહિં બોલાવવા મોકલ્યું છે તે હવણાંજ આવશે.

**ચતુરી**—શું મારી વ્હાલી માતા. મારી જનેતા, સંગાથે જ છે અને તેનો મેળાપ મને હવણાં જ થશે?

**પ્રેમરાય**—મારાં માશીપણ મને હવણાં જ મળશે? શો સુખને બોધ! (વેગળે જોઇને) શું! પેલાં પધારે છે એ જ?

**ઉદયસિંહ**—(બાલાદેવીને) મહારાણી! આ આપની ખોવાયલી પુત્રી. એનું નામ એના પાલક પિતા આ વિદ્યાધરે ચતુરી રાખ્યું છે.

**બાલાદેવી**—શું મ.રી ખોવાયલી પુત્રી? (મૂર્છા પામે છે અને શુદ્ધિમાં આવે છે.)

**ચતુરી**—(તેને ભેટીને) હા માજી! હું તમારી પુત્રી અને આ મારાં માશી.

**બાલાદેવી**—શું મારી મ્હોટી બ્હેન લીલાદેવી ?

**લીલાદેવી**—ઓ મારી વ્હાલી બ્હેન. હું તારી મ્હોટી બ્હેન ! મહા દુઃખ સહન કરેલું એવી તારી મ્હોટી બ્હેન અને આ તારો ભાણેજ.

**પ્રેમરાય**—( તેને પગે લાગીને ) મારાં વ્હાલાં માશી ! હું રંક રજપૂતની સ્થિતિમાં ઉછરેલો પણ ચતુરીના જેવો જ રાજવંશી તમારો ભાણેજ અને આ ( પ્રતાપરાયને બતાવીને ) તમારો પુત્ર. ખરો પુત્ર નહિ પણ મારી વ્હાલી બ્હેન ચતુરિયે પરણવાને માન્ય કરેલો પરાક્રમી એક શૂર રજપૂત પ્રતાપરાય.

**બાલાદેવી**—( પ્રતાપરાયને માથે હાથ મૂકીને ) ચિરંજીવ ! દીર્ઘાયુ થાઓ !

**બાલારાય**—માતા અને માશી લીલાદેવી ! પરમેશ્વરે ઘણો ચમત્કારિક પ્રસંગ આણ્યો છે. આ ચારૂમતિ મારા ભાઇ પ્રેમરાયની હવે પછી થનારી મહારાણી.

**લીલાદેવી**—વહૂ, મારા પુત્રની સાથે અખંડ સૌભાગ્ય અને સુખ ભોગવો.

**બાલાદેવી**—બેટા ચારૂમતિ ! તું તારા પતિ સાથે અંખડ સુખ ભોગવો.

**બાલારાય**—માજી હજી એક ચમત્કાર આપને જણાવવાનો બાકી છે. આ ચારૂમતિના પિતા કોણ છે, તે આપ જાણુતા નથી.

**બાલાદેવી**—ના.

**બાલારાય**—મારી બ્હેન ખોવાઈ ત્યારે, તેનું હરણ કરવાનો અપરાધ ઠગારાઓએ જેમને માથે ખોટો મૂકેલો તે આપણા ભાયાત ગુણવંતરાય

**બાલાદેવી**—શું એ ગુણવંતરાય? શો આનંદનો દિવસ.

**ગુણવંતરાય**—મારા ઉપરથી કલંક ગયું, અને મહારાણીની અને મારા મહારાજાની કૃપા સંપાદન કરવાનો મને પ્રસંગ મળ્યો તેથી હું ચિંતાથી મૂક્ત થયો. (તેમને નમન કરે છે.)

**માનસિંહ**—આ આનંદને પ્રસંગે હવે પ્રેમરાય જે ખરા રાજા ઠરી ચૂક્યા છે, અને અગાઉ પણ પ્રજામતથી રાજ્યના અધિપતિ નિમાયા છે, તેમને રાજ્યાભિષેક કરવાનો આ સમય, ખરેખરો મંગલદાયક છે.

**વિદ્યાધર**—આ ચોઘડીયું એવું શુભ છે કે એમાં જે વિધિ થશે તે પરમેશ્વરનો પરિપૂર્ણ આશીર્વાદ પામશે. માટે લગ્ન અને રાજ્યાભિષેકનો સમારંભ બંન્ને એક પછી એક થવાં જોઇયે.

---

## પ્રવેશ ૨ જો.



**ગુણવંતરાય અને મોહના**—ગુણી પ્રેમરાય, આ અમારી પુત્રી ચારૂમતીનું કન્યાદાન તમને દઇએ છિયે. (શાસ્ત્રોક્ત વિધિ પછીથી થશે. વરવહુ અખંડ સુખ ભોગવો. (હાથમેળાપ કરાવે છે.)

**લીલાદેવી**—ગુણિયલ પ્રતાપરાય, અમારી આ પુત્રી ચતુરી તમને કન્યાદાનમાં આપિયે છીયે. તેની સાથે તમે નિરંતર સુખી રહો. (હાથમેળાપ કરાવે છે.)

**બાલારાય**—બ્હેન ચતુરી! તું તારા પતિસાથે કુશળ રહી સદા સુખ ભોગવ.

**પ્રેમરાય**—મારી વ્હાલી બ્હેન ચતુરીને હાથે રાજતિલક કરાવવાની મેં ધારણા કરી છે તે હવે સિદ્ધ કરો. (બ્રાહ્મણોના

આશીર્વાદ અને સભાના જયજયકારના ધ્વનિ વચ્ચે ચતુરી પ્રેમરાયને રાજતિલક કરે છે, અને મુકૂટ ધારણ કરાવે છે.

**પ્રેમરાય**—(સભાને) મારા અને પ્રજાના સંબંધમાં આ કેદ પકડાયલા ઢોલારાય અને પેલા કુટિલે તેમની ચાંડાળ ચોકડી સાથે ભળીને કપટ કાર્યો કરયાં છે. તેમજ, આ બેડીમાં સપડાયલા મેધારિરાયે જે વર્તણુંક ચલાવેલી છે તેમને વિષે ન્યાય કરીને તેમનાં કૃત્યનો યોગ્ય ન્યાય કરવામાં આવશે. મારા ધર્મપિતા ઉદયસિંહ! હું આપનો સદાનો દાસ, આપની પિતાપણાની છાયામાં નિરંતર રહીશ. આ રાજ્યનો ધણી હું નથી; પણ આપ છો. હું આપના વારસ તરીકે આપની આજ્ઞાનુસાર એનો વહીવટ કરીશ.

**ઉદયસિંહ**—મહાન પુરૂષોની યોગ્યતા એવી જ હોય છે, પણ.

**પ્રેમરાય**—પણ કાંઇ ચાલવાનું નથી. મારો એવો નિશ્ચય છે. (જગા–ભગા–અને દેવાની પાસે જઇને તેઓને ઉઠાડીને) ભાઇઓ!

**જગો**—મહારાજ અમે ભાઇ શાના? અમે તો તમારા લુંડા, તમારા ચાકર.

**દેવો**—અરે તમારા પગની રજ.

**ભગો**—માબાપ! તમારા પગ નીચેની ધૂળ, તમારા ગલામ.

**પ્રેમરાય**—તમોએ મને જીવતો રેહેવા દીધો તો આ શુભ દિવસ દેખવાનો મને અવસર મળ્યો. હું તમને ત્રણેને અમારા રાજ્યના હજારી સરદારની પદવીમાં દાખલ કરૂં છું.

**દેવો**—હેં બાપજી! અમને હજારીગોટા બનાવી દેશો?

**પ્રેમરાય**—(હસીને) બગીચામાં જેમ એક હજાર પાંદડીના ગુચ્છાદાર હજારીગોટા શોભા આપે છે, તેમ અમારા રાજ્ય-રૂપી બગીચામાં તમે શોભો, એટલા માટે એક હજાર ઘોડે

સવારોના તમને ઉપરી બનાવીને તમારી શોભા હું વધારીશ.

**જગો**—પણ મારા બાપુજી! અમે અમારા જનમારામાં ઘોડે ચડ્યા નથી. અમને તો પાળા બનાવો પાળા, જે પડી તો જવાય નહિં. ચમ અલા ભગા; અરે **ભ**ગો નહિ હવે તો **ભ**ગાજી !

**ભગો**—મારા રાજાજી–**જ**ગો–જગાજી ઠીક કહે છે. ઘોડે ચડ્યા એટલે અમે તો પડ્યા જ જાણજો.

**દેવો**—મારા બાપા! અમારાં હાડકાંના ચૂરેચૂરા થાય એમ તો ના કરો.

**પ્રેમરાય**—ત્યારે તમને પાલખીમાં બેસારીશું.

**જગો**—ભલે, ભલે, મહારાજ ભલે, ચમ અલ્યા દેવાજી પાલખીમાં બેહીને પાંન ચાવીહું.

**દેવો**—ભચેડ ભચેડ ચાવીહું ને મોમાં લોહીનાં જેવા રંગની છોળો વાગહે હોલકે.

**પ્રેમરાય**—(ત્રણેને હજારી સરદારની તલવાર બંધાવે છે. સભામાં હર્ષનાદ થાય છે.) આ ઉપરાંત, જગાજી **ભ**ગાજી અને દેવાજી! તમને તુષ્ટિદાનમાં ભારે ગ્રાસ આપવા ધારૂં છું તે એ કે આ દુષ્ટ કુટિલદાસે તેનાં કુટિલ કર્મો માટે જેટલો ગ્રાસ દરબારમાંથી મેળવ્યો છે તે સર્વેના ધણી હું તમોને કરૂં છું. અને તેના ઘરમાંથી જેટલી પુંજી હાથ લાગી છે તે બધી ત્રણેને સરખે ભાગે વ્હેંચી આપવા તૈયાર રાખી છે–(આપવામાં આવે છે.)

**દેવો–ભગો–જગો**—(અધધધધધ) ઘોઘોઘો અમને ન્યાલ કરી નાંછયાને, બાપજી અમારાં દળદર દળાવી નાંછયાં.

**પ્રેમરાય**—બીજા જેઓને તુષ્ટિદાન ઘટે છે તેઓને પણ હવે પછી ધારીને આપવામાં આવશે. આ કેદ પકડાયલા કપટ-

પુરીરાય, મારા પિતાની પછીની વેળામાં, અયોગ્ય ચાલ ચલાવીને, મારો અને પાસેના બીજા રાજાઓનો દેશ દબાવીને પોતાના ન્હાના ગ્રાસનું મ્હોટું રાજ્ય કરી બેઠા છે. પ્રતાપરાય તમે એને જીતી લીધો તો તેના રાજ્યના માલીક તમો છો. (તેને માથે મુકૂટ ધારણ કરાવે છે. સભામાં હર્ષનાદ થાય છે.) આ હોલારાયની વેળામાં આ કુટિલે અને તેમની ટોળીના માણસોએ જે જે લોકોના ગ્રાસ, હક, અને પસાયતાં લઈ લીધાં છે, અને જેની નોંધ મેં મારા ૧૫ મા વર્ષમાં, અને ત્યાર પછી કરી રાખી છે, તે સર્વેને તેમના હક પાછા આપું છું. વળી, મારી બીજી નોંધ પોથીમાં લખેલાં પુરૂષો, અને સ્ત્રિયોને જન્મ કેદ તેમજ કેટલાંક વર્ષોની અયોગ્ય કેદ કરવામાં આવેલી છે તે બધાંને કારાગૃહમાંથી મુક્ત કરૂં છું. આ પ્રમાણે કુડાં કર્મ કરનારાઓને ન્યાયાસન સામે ઉભા કરી તેઓને યોગ્ય શિક્ષા કરવાનો પ્રસંગ મને ન્યાયી પ્રભુએ આપ્યો માટે તેની સ્તુતિ કરવાનો દિવસ શ્રાવણ શુદિ અષ્ટમીનો હું ઠરાવું છું. તેમાં મારી માયાળુ સર્વ પ્રજાએ ભાગ લેવો કે જેથી કરીને સત્ય કેવું તરી આવે છે, ન્યાયથી વર્તનારાઓને અન્તે કેવું સુખ અને ન્યાય મળે છે તે મારી પ્રજાના અંતઃકરણમાં જડાઇ રેહે અને સર્વે સત્ય અને નીતિને માર્ગે વર્ત્તે માટે સર્વે બોલો કે,

(ગીતિ)

સત્ય તણો જય થાઓ, થાઓ જય સત્યનો સરવ ઠામે;<br>
સત્ય જગતનું જીવન, માટે સત્ય જ તરો બધાં કામે.<br>
એક દિ અસ્ત ન પામે, જૂઠ વાદળથી છવાય છે સેજે;<br>
પણ સત્ય જ તે સત્ય જ, સત્ય પ્રકાશે સદાય નિજ તેજે.

(પછી એક મોટો અવાજ થાય છે. તેજનો મહા પ્રકાશ થાય છે. ઉદયસિંહજી મહારાજા એક તેજસ્વી દેહધારી મહાત્માના રૂપમાં પ્રકટ થયેલા દેખાય છે, ખળ પુરૂષો હતા તેટલો મંડપ એક પડદાથી લોપાઈ જાય છે.)

(રણોદય અર્ધસમવૃત-ભૈરવી વા લાવણીના રાગથી ગાય છે)

**સિદ્ધપુરૂષ**—કેવું સત્ય તરે જગમાંહે, ભજવ્યું અહિંયાં ભાળ્યું,
હતું ખરૂં તે ખાસ્સું પ્રકટયું ખળથી તો ન રહ્યું ખાળ્યું.
કર્મો કૂડ જગે કરનારા, હણાયા પોતા પાપે,
ધડો ખરો સિદ્ધાન્તે નિવડયો, "કુટિલોને કુડ સંતાપે."
ચેતી વિશ્વ વિષે વસનારા ન કો લાલચે લોભાશો—૨
મળ્યો જુવો સાચાને જશ સૌ, ન મોહે કદિ મોહાશો.

વિશેષમાં (રણશૂર વૃત્ત)

સાક્ષી હું થઇ એમ વદું છું, તરો સત્ય આ સંસારે
આપું આશિષ આદરથી હું પ્રભુ પ્રેમવાળો તારે
સારા સાચવજો પ્રભુ! પ્રીતે! દઇ સુખ ભાવે સારે
કુટિલો મતિ શુદ્ધ ધરંતા, કરો માનવી આકારે.
યોગિયો પૃથ્વીપર આવી ઘણો પ્રેમ દીલે ધારી
તારો ઓ પ્રભુ! દુઃખ નિવારો, મતિ આપજો સૌ સારી;
ચૂકયા એમ જણાય પ્રભુ તો ગતિ શુદ્ધ આપો ભારી
બાળા બાળ જગે અણટેવ્યાં ન દ્યો તેમને વિસારી
ધાર્મિક થાઓ, ધાર્મિક થાઓ, રાજદ્રોહી થશો નહિ
સત્ય માર્ગના સાથી થાતાં, કુટિલ માર્ગમાં જશો નહિ.

**ઉદયમહાત્મા**—(પોતાનો ભગવો ડગલો કહાડી નાખી) ઓળખો છો તમે હું કોણ છું?

**ગુણવંતરાય**—હા, હા મહારાજ, આપ ઉદયરાજ, અમારા મહારાજાધિરાજ!

**લીલાદેવી**—વ્હાલા મહારાજા આમ આપ આટલાં વર્ષ સુધી કેમ સંતાઈ રહ્યા હતા?

**પ્રેમરાય**—કોણ મારા રાજપિતા? (તેમને ભેટવા જાય છે.)

**ઉદયમહાત્મા**—કુમાર! સત્વગુણથી રચાયલો તારો દેહ પવિત્ર છે. તેથી મને ભેટવાને તને બાધ નથી. પણ તમે સર્વે સાંભળો કે હવે હું વ્યવહારમાં નિમગ્ન થતો એવો ઉદયરાજ નથી. તમે જાણતા નથી તે જણાવવા કાજે જ માત્ર આવ્યો છું.

**ગુણવંતરાય**—પણ અમારા મહારાજાધિરાજ તો ખરા કની?

**ઉદયમહાત્મા**—એક વાર હતો; પણ હવે નહિ.

**લીલાદેવી**—ભલે ત્યારે આપ હવે અમારા ભેગા રહીને અમને આનંદિત કરતા રહો. આ આપનો ચોરાયલો કુમાર પ્રેમરાય જેને લાડ લડાવ્યાં નથી તેને હવે જોયતાં લાડ લડાવો.

**ગુણવંતરાય**—અને આપની દુ:ખી થઈ ગયેલી પ્રજાને લાડ પણ પ્રથમ પ્રમાણેજ હવે લડાવો.

**ઉદયમહાત્મા**—(હસીને) મેં બધો અનુભવ કરી લીધો છે. રજ અને તમ ગુણથી વ્યાપ્ત સંસારનો બધો લાહો લઈ લીધા પછી સત્વગુણના ભંડારની પ્રાપ્તિવાળા જનોને કશાની અપેક્ષા રહેતી નથી, તેઓ સંસારથી અને વ્યવહારથી દૂર છે. હુ હવે તેજ પ્રમાણે દૂર છું અને આત્માનંદમાં લીન થયો છતાં જેમ મહાત્માઓ વિચરે છે અને કાર્યો કરે છે તેજ પ્રમાણે હું પણ કરચો જઇશ. તમારા રાજાની ગેરહાજરીમાં જે જે બનાવ બન્યા, અને આ કુમાર પ્રેમરાય જે સ્થિતિમાં મૂકાયો તેને બદલે રાજ મહાલયના સુખમાં લપટાયો હોત તો આવો સત્વગુણવ્યાપ્ત તેનો આત્મા બનત નહિ, અને તેવાં કાર્યો તે કરત નહિ. માટે જે થયું છે તેમ થવું જ જોઇતું હતું. હવે છેવટમાં હું તમને કહું છું કે:—

જ્યાં સત્વગુણ પ્રસરાઇ રહે છે ત્યાં મહાત્માઓનું ભ્રમણ થાય છે. આ સ્થાનમાં હમણાં સત્વગુણ પ્રસરી રહ્યા છે. થઈ ગયેલા ગોટાળા ઉપર અજવાળું પડતાં સર્વનાં હૃદય સત્વગુણમાં લીન થઇ રહ્યાં છે. રજ અને તમ ગુણે અહિંથી નાસેડુ

લીધું છે, અને એટલા જ માટે અમારાથી અહિં પ્રવેશ કરવાને બની શકયું છે. જ્યાં કુટિલ ભાવનાઓ દર્શાવાય છે ત્યાંથી અમે હજારો યોજન દૂર નાશિયે છિયે. જ્યાં સદ્દકથનની વાસનાઓનું વાતાવરણ વિસ્તરાય છે ત્યાં અમે હજારો યોજનથી એકાએક આવી જવાને આદર કરિયે છિયે. આ પ્રમાણે જ્યાં દૂરાચારનો ધિઃકાર અને સદાચારનો પ્રકાશ કરવામાં આવશે ત્યાં મહાત્માઓનું આગમન થવાથી, સત્વગુણની અસર પોતાનામાં વધારતી પ્રત્યેક વ્યક્તિને દૃષ્ટિગોચર થતાં ખરૂં તત્વ સમજાશે.

જય થાઓ, જગતમાં સત્વગુણ પ્રસરો. તમારૂં સર્વેનું કલ્યાણ થાઓ. મને ખીણમાં ધકકેલી નાંખવામાં આવ્યો, ત્યારપછી, શું થયું તે જાણવાની તમારી જીજ્ઞાસા થયેલી મને સમજાય છે તો તે જુવો તમારી દૃષ્ટિયે; અને સાંભળો તે વિષેની કર્મ કહાણી. (પટ ફાટી દૂર થાય છે અને ખીણનો તે ભાગ અને ગુફા દૃષ્ટિગોચર થતાં એક મહાત્માનો નિવાસ પ્રકટેલો જણાય છે.)

**ઉદયરાજ**—અહાહા કેવું આશ્ચર્ય! (એક મહાત્માને સમાધિસ્ત જોતાં તેમને પગે પડી ચરણ સ્પર્શ કરી આંખોએ સ્પર્શ કરે છે.) અહો! શરીર કળતું હતું તે સ્વસ્થ થતાં તનસુખ થાય છે અને તેથી જ મનસુખ અનુભવતી વૃત્તિ થતાં મનસુખવૃત્તિનું ઉચ્ચારણ કરવાને જીભ પ્રેરાય છે.

(મનસુખ વૃત્ત)

માયાથી તન ધારી, ભૂધર ભાળ્યા સિદ્ધ રૂપે સારા
(સિદ્ધ પુરૂષ નયન ઉઘાડી નિહાળે છે.)
આપે તન મન મારાં શુદ્ધ કરચાં તો સુખકર છો મારા.
જોયું જગ જન સર્વે હોંસ ધરીને અનુભવ સૌ લીધો.
માયા તજવા, ભરવા, ગહન હૃદયમાં સુખરસ દ્યો સીધો.

**સિદ્ધપુરૂષ**—આત્મજ્ઞાનના મુમુક્ષુ મહાજન! તારા અંતઃકરણની ઇચ્છા પૂર્ણ થાઓ. (મસ્તક ઉપર હાથ મૂકે છે.)

**ઉદયરાજ**—કષ્ટાયો તો મરો પણ કૃતાર્થ થયો. (સિંહ અને સિંહણ મૃગયાધિકારીને પોતાની પીઠ ઉપર લઈ આવી સિદ્ધના પાદ આગળ મૂકે છે.) અરે આ તો મારો મૃગયાધિકારી!

**સિદ્ધપુરૂષ**—(તેના ઉપર જળ છાંટી શરીરે હાથ ફેરવે છે) બચ્ચા! સાવધ થા, સાવધ થા.

**મૃગયાધિકારી**—(સાવધ થાય છે અને મહાત્માને પગે પડે છે.) મહારાજ!

**સિદ્ધપુરૂષ**—તારૂં કલ્યાણ થાઓ. તારા સ્વામિને પેલા દુષ્ટે બંદુકનો કુન્દો મારી ગગડાવી નાંખ્યો, તે જોઇ તેમને આશ્રય આપવાની ઉગ્ર ઈચ્છા તને એટલી બધી થઈ આવી કે તારા શરીરનું શું થશે તેનો વિચાર વેગળે મૂકી તું ખીણમાં કૂદી પડયો. આ બધું હું સમાધિમાં જોતો હતો.

**( ખેંગારવૃત્ત–મરાઠી ચાલ સાખી; ધીર સમીરે યમુના તીરે )**

**( ગાયન )**

ભવ ભાવી દૂર કરવા જગમાં ન નિવારણ વિધી એકે
કિધ પ્રારબ્ધો કર્મો જગમાં, જીવ ભોગવ નિજ ટેકે.
અહિં તહિં મથી કરી ક્રિયમાણ-અને, જે સંચીત કિધ થોકે,
વેડફવા જો મન ધારો તો બની શકશે અહિ લોકે.

યોગ સાધના અને સચરાચર પરમાત્માની જ્ઞાન પ્રાપ્તિથી સર્વ કાંઈ બની આવશે. તમારી બન્નેની ઇચ્છા મેં જાણી લીધી છે. તોપણ પુછું છું કે.

સંસારમાં સરવું છે, વા તારણમાં તરવું છે?

ઉદયરાજ—સંસારમાં નથી સરવું પણ છે તારણમાં તરવું—કેમકે—

(ઇચ્છાવૃત્ત)

સંસારે લાહો લીધો પૂરે પૂરો પ્રેમે, પ્રાંતે સૌને પાળ્યાં પોશ્યાં નેમે
સંસારે વૃત્તિ રાખી ચોખે ચોખી નાખી પીંડા ના દીધી તો પીડા સાંખી
સંસારે કાયા માયા કેરાં સુખો સાંધ્યાં, લાખેણા લોકોથી ભાવી લાધ્યાં,
સંસારે ધર્મો કર્મો કીધાં, સારાં સીધાં દુઃખીયોને લક્ષી તાણી લીધાં

સિદ્ધપુરૂષ—સંસારમાં જેણે સૌનું સારૂં કીધું છે પ્રભુએ તેને પ્રકટ તારણ દીધું છે.

મૃગયાધિકારી મહાશય! સંસાર તાપથી તપેલાને તારવા એજ મહાત્માનું કર્તવ્ય હોવું જોઇએ.

(ઇચ્છાવૃત)

ફાંસિયા ફાંસે જે કો ફસાયા, બૂરાને બંધે જે કો બંધાયા, સંધાયા,
ખોટાની ખાણોમાં જે ખંડાયા, ભૂંડાથી જ્યાં ને ત્યાં જે ભંડાયા રંડાયા
કૂડાના કૃત્યે કોપે કોપાયા, ઝાઝી ઝાલતી ઝાલે ઝંપાયા, ચંપાયા
પાપીના પાપી મ્હાણે ઠોકાયા, રોગિયો કેરા રંગે રંગાયા, ભંગાય

સિદ્ધપુરૂષ—ત્યારે તમારી બન્નેની વૃત્તિ મુક્તિમાર્ગ ભણી વલણ કરે છે તો તથાસ્તુ. પૂર્વાભિમુખે તમે ધ્યાનસ્થ થઈ ગાયત્રી મંત્ર જપો.

બન્ને—(સામગ્રી સનમુખ હતી, આચમન કરી જપ કરે છે.) સિદ્ધપુરૂષ બન્નેના મસ્તક ઉપર અકેકો હાથ મૂકી ધ્યાનસ્થા વર્તે છે. પડદો ખસે છે. સિદ્ધાશ્રમ પ્રકટ થાય છે.)

———:o:———

## સ્થળ—સિદ્ધાશ્રમ.



### પુરૂષ અને સ્ત્રિયોનું મહામંડળ પ્રકટે છે.

**ઉદયરાજ**—(આશ્ચર્ય પામીને) અહો મૃગયાધિકારી આપ પણ આ મંડળમાંના છો કે?

**મૃગયાધિકારી**—જી હા. (ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી.)

> સંસારે અધિકારીજનોને આશ્રય દેવા કાજે,
> મુમુક્ષુ જનના તારણકાજે સિદ્ધ પુરૂષો રાજે;
> દશે દિશામાં ભ્રમણ કરીને સાત્વિક વૃત્તિ સ્થાપે,
> બોધ ગ્રહણ કરવાને ઇચ્છે, તેને બોધ જ આપે.

**જગનાથ**—(હીરામણિ વિષમજાતિ)

> યોગ્ય પુરૂષ આવી મળે, વા, જે યોગ્ય જ થાય,
> ભાન ભરેલા ભગતજન વિધવિધ રીત કસાય;
> સિદ્ધતણું જે મંડળ તેમાં વર્ગો વિધવિધના થાય,
> જેનું જેવું જ્ઞાન જ તે વર્ગે તે તુરત પ્રવેશાય.

ઓળખો છો હું કોણ છું તે? (પોતાની કંથા કહાડી નાંખે છે.)

**ઉદયરાજ**—ઓહોહો! આપ તો આલાપુરીના જગરાજ, મારા સાઢુ.

**જગનાથ**—જી, હા; હું એજ—(સભામાંથી જેઓએ ઓળખ્યા તેઓ ધશી આવવા ઇચ્છતા જોઇને) સર્વેને એક પછી એક મળાશે. હવણાં તો સાંભળો, અને જુઓ.

**ઉદયરાજ**—(વિદ્યાધર પ્રતિ) મને લાગે છે કે આપની કૃપાથી જ જગરાજ આ પદ પામ્યા હશે?

**વિદ્યાધર**—મારો સહવાસ એમની સાથે લાંબો હતો. ચતુરી જ્યારથી ચોરાઈ ત્યારથી પોતા પ્રતિનાં અનેક કાવતરાંથી

તેમનો ભાવ સંસાર ઉપરથી ઉઠી ગયો હતો. અને યોગ્યતા પ્રાપ્ત કરી લીધા પછી એઓ આ મંડળમાં દાખલ થઇ શકયા છે. પ્રેમ પુરીના શુભાર્થે સિદ્ધ મંડળની આજ્ઞા થવાથી હું ત્યાંનો નિવાસી થયો છું. (સ્ત્રી મંડળમાંથી એક આર્યાને મોખરે લાવે છે.)

આર્યા—(પોતાની કંથા ઉતારી નાંખીને) મારા પ્રેમરાય, કોઈના પણ આશ્રય વિના પોતાની મેળે ઉછરે એવો સંકેત હોવાથી હું મારા પતિની શોધમાં નીકળેલી ગુરૂ જનોનો સંગાથ થતાં આ ઉત્તમ પદને પ્રાપ્ત થઈ છું.

સિદ્ધપુરૂષ—અમારૂં વિશાળ મંડળ આ પ્રમાણે એકઠું થયેલું, બ્રાહ્મજનો જોવા પામતું નથી પણ આ સ્થળે પરમાત્માની પ્રેરણાથી સર્વત્ર સાત્વિક ભાવ પ્રસરી રહ્યો છે. તેથી સર્વે પ્રેક્ષકોની વૃત્તિ પણ નિર્મળ થઈ ગયેલી હોવાથી આ બનાવ બન્યો છે. જે જેના ઓળખાણવાળા હોય તેઓને હવે સુખેથી મળવાની છૂટ છે. પણ તે પહેલાં સર્વે સાથે બોલો કે—

પંચમ જ્યોર્જ સમા સૌ જગમાં સારા અધિપતિ બીરાજો,
કલ્પિત પ્રેમપુરી સમ સુધરેલાં રાજ્ય તો સુખદ રાજો;
મેરી જ્યોર્જ સમયમાં સુખ શાન્તિ સર્વ હિન્દમાં વ્યાપો,
વિધવિધની શુભ વૃદ્ધિ પૂર્ણ કૃપા નિધિ! કૃપા કરી સ્થાપો.

(પ્રેક્ષકજનો માંહેલા જે જેના ઓળખીતા હતા તેઓ એક બીજાને મળીને આનંદભેર વાતો કરે છે, અને મહાયવનિકા આપણને તેમનાથી વિખુટા પાડે છે.)



દિવાનબહાદુર

# રણછોડભાઈ ઉદયરામની ગ્રંથમાળાના પુસ્તકો.

| હવણાં મળી શકે છે તે | રૂ. આ. પૈ. |
|---|---|
| ૧ જયકુમારીવિજય નાટક (ત્રીજી આવૃત્તિ) ... | ૦–૧૨–૦ |
| ૨ લલિતાદુઃખદર્શક નાટક (છઠ્ઠી આવૃત્તિ) .... | ૦–૧૨–૦ |
| ૩ નળદમયંતી નાટક (ચોથી આવૃત્તિ) ... ... | ૦–૧૨–૦ |
| ૪ માલવિકાગ્નિમિત્ર (કાલિદાસ કવિના નાટકનું ભાષાન્તર) | ૦–૧૨–૦ |
| ૫ રત્નાવલી નાટિકા. શ્રી હર્ષકવિના સંસ્કૃત ઉપરથી ભાષાન્તર. | ૦–૧૨–૦ |
| ૬ બાણાસુર મદમર્દન (ઓખાહરણ) નાટક બીજી આવૃત્તિ | ૦–૧૨–૦ |
| ૭ હરિશ્ચંદ્ર નાટકનો ટુંકો સાર .... ... .... | ૦– ૧–૦ |
| ૮ રાસમાળા (ફાર્બસ્ કૃત અંગરેજી પુસ્તકનું ભાષાન્તર) ભાગ ૧ લો. ત્રીજી આવૃત્તિ સચિત્ર (ફાર્બસ સભાના મંત્રી પાસેથી) ... .... ... ... | ૫– ૮–૦ |
| ૯ રાસમાળા. ભાગ ૨ જો. છપાય છે ... ... | |
| ૧૦ કુળ વિષે નિબંધ. જેમાં કુલીન કોને ગણવા તે વિષે કેટલાક મૂળ સંસ્કૃત શ્લોક આપીને તેનો વિસ્તારપૂર્વક અર્થ સમજાવ્યો છે. (બીજી આવૃત્તિ) ... ... | ૦– ૨–૦ |
| ૧૧ સંતોષસુરતરૂ. મૂળ હિંદી ભાષામાં દોહા રૂપે માણકદાસે રચેલો લઘુ ગ્રંથ છે, તેનું ગુજરાતી ભાષામાં દોહરામાં ભાષાન્તર કરી વિવરણ આપ્યું છે. જેઓને દ્રવ્ય મેળવવાની હાયવરાળ થયાં કરતી હોય તેઓના મનના સમાધાનને અર્થે, આ લઘુ પુસ્તક ઉપયોગી છે. (બીજી આવૃત્તિ)... | ૦– ૨–૦ |
| ૧૨ લઘુસિદ્ધાન્તકૌમુદી સંસ્કૃત તથા તેનું વિસ્તારપૂર્વક ગુજરાતી ભાષામાં વિવેચન ... ... ... | ૫– ૦–૦ |
| ૧૩ રણપિંગળ ભાગ ૧ લો. અનેક સંસ્કૃત, અને અન્ય ભાષાના ગ્રંથો જોઇ. તેમાંનું દોહન વિસ્તારપૂર્વક કરવામાં આવ્યું છે. માત્રામેળ જાતિ, અને અક્ષરમેળવૃત્તો રચવાનું માપ આપવામાં આવ્યું છે. એના પ્રવેશકમાં પિંગળ-વિષયક ગણો આદિની સમજુત આપી છે. આ પ્રવેશક પર પૃષ્ટનો છે. ત્યાર પછી માત્રામેળ જાતિ અને વર્ણમેળ છંદોની અનુક્રમણિકા, માપપ્રદર્શક, આપી છે. તેનાં પૃષ્ટ ૧૨૦ ભરાયાં છે ત્યાર પછી, પિંગળનો પ્રારંભ થાય છે. | |

તેમાં પ્રથમ માત્રામેળ જાતિ છે. તેના પેટામાં સમજાતિ-
ના પ્રકાર ૧૬૪ વિસ્તારર્યાં છે, તેનાં ૭૨ પૃષ્ટ ભરાયાં છે,
ત્યાર પછી, **અદ્ધ સમજાતિનો પ્રારંભ થાય છે.** તેનો
વિસ્તાર પૃષ્ટ ૭૩ થી ૧૨૮ સુધી ૫૫ પૃષ્ટોમાં થયો છે.
આ પછી અદ્ધ સમજાતિ ૧૫૧ પ્રકારની દાખલ કરી છે,
તે ઉપરાન્ત તેના ભેદ થયા છે તેની સંખ્યાના અંક આમાં
દાખલ નથી. આ પછી **વિષમજાતિનો** પ્રારંભ પૃ. ૧૨૯
મે થાય છે. તેના પેટામાં **ગલિતકપ્રકરણ** આવે છે. તે
લોકોના અજાણમાં રહી ગયેલું, હવણાં પ્રસિદ્ધિમાં આવ્યું
છે. આ પ્રકારે **વિષમજાતિ** ૨૨૪ પૃષ્ટે પૂર્ણ થતાં તેનાં
૯૫ પૃષ્ટો ભરાયાં છે. આવી વિગતે માત્રામેળ જાતિ
૨૨૪ પૃષ્ટોમાં પૂર્ણ થયા પછી, વર્ણમેળછંદનો ૨૨૫ મે
પૃષ્ટે પ્રારંભ થાય છે, તે ૫૩૩ મે પૃષ્ટે સમાપ્ત થાય છે.
એટલે એનાં ૩૦૮ પૃષ્ટો ભરાયાં છે. ૨૬ પ્રકારના
છંદોનાં અનેક રૂપ બને છે તે વૃત્ત કહેવાય છે. એવાં
**સમવૃત્ત** ૧,૪૨૩ ની રચનક્રિયા દર્શાવવામાં આવી છે.
ત્યાર પછી પૃ. ૪૧૭ થી વણ દણ્ડકો દાખલ કર્યા છે.
તેનો પ્રારંભ ૧,૪૨૪ અંકથી પ્રારંભાય છે, તે ૧૫૪૭
અંકે પૂર્ણ થાય છે. એના પેટામાં **કવિતપ્રકરણ** વિસ્તા-
રપૂર્વક આપ્યું છે તે ધ્યાન આપવા જેવું છે. આ પછી
**અદ્ધ સમવૃત્ત** પ્રારંભાય છે, તેના સંકીર્ણ અને અસં-
કીર્ણ તથા સમ, વિષમ ભેદ થઇને ભિન્ન ભિન્ન પ્રકા-
રના ૨૧૧ વૃત્ત દાખલ કર્યાં છે ત્યાર પછી, **અન્યદે-
શીય કવિતા રચનાના** નિયમ બતાવતાં વર્ણમેળની
સમાપ્તિ પૃ. ૫૪૦ મે થાય છે. કુલ ૭૧૨ પૃષ્ટોનો આ
ભાગ છે ... .... .... .... .... ૨— ૮—૦

૧૪ રણપિંગળ ભાગ ૧ લાની પૂરવણી. પ્રથમ ભાગ છપાઇ
રહ્યા પછી, પછવાડેથી વધારેની જાતિ અને વૃત્તો મળી
આવ્યાં તે એમાં દાખલ છે. પૃષ્ટ ૯૪ ... ... ૦—૧૨—૦

૧૫ રણપિંગળ ભાગ ૨ જો. એમાં પિંગળવિષયક ગણિતનું
વિસ્તારથી વિવેચન કર્યું છે. સકળ ભારતીય કવિતા-
રચના કેવી નિયમિત છે તે આ ભાગ બતાવી આપે છે.
નવીન જાતિ કે વૃત્ત રચવાની રીતિ એમાં બતાવી છે. .... ૨— ૦—૦

૧૬ રણપિંગળ ભાગ ૩ જો. **વૈદિક છંદઃ પ્રકરણ.** વેદમાં
વપરાયલા છંદ અને તેના ભેદની વિસ્તારપૂર્વક સમજુતી
આપી છે. વેદ માહેલા મૂળ છંદ દૃષ્ટાન્તરૂપે ઉતાર્યા
છે. પૃષ્ટ સંખ્યા ૧ +૧૬=૧૫૪... ... ... ૦—૧૨—૦

| | |
|---|---|
| ૧૭ રણપિંગળ ભાગ ૩ જો **ડિંગળ અથવા મારવાડી ગીત રચના.** મારવાડી ભાષામાં મૂળ ગ્રંથ રઘુનાથ-રુપક અને બુદ્ધિવિલાસ આદિ છે, એ ગ્રંથોનું સંશોધન કરીને તેની રચના ગૂજરાતીમાં કરી છે. પૃષ્ટ ૬+૧૩૪=૧૪૦ ... ... ... ... | ૦–૧૨–૦ |
| ૧૮ રણપિંગળ ભાગ ૩ જો. **ફારસી કવીતા રચના અથવા બેતબાજી**–ફારસી અને ઉરદુ ભાષામાં રચાતી કવિતા રચવાના નિયમ જેને વજન કહેવામાં આવે છે તે. ગુજરાતી ભાષામાં હવણાં બેતો રચાય છે, અને તેને **ગઝલ** એવું ખોટું નામ આપે છે. ગઝલ એ કવિતા રચનાનું નામ નથી, પણ કાવ્યોના ભેદ માંહેલો એક કાવ્યભેદ છે. જેઓને ખરી બેતો રચવી હોય તેઓ માટે આ આધારરૂપ ગ્રંથ છે. પૃષ્ટ ૩૫૨.... ... | ૧—૦–૦ |
| ઉપરના અં. ૧૬, ૧૭, ૧૮ ના એકઠા બાંધેલા ત્રણ ભાગોને રણપિંગળ ભાગ ૩ જાનું નામ આપેલું છે તેનું ભેગું મૂલ્ય ... ... .... ... ... | ૨— ૮–૦ |
| ૧૯ યુરોપિયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર, ભાગ ૧ લો, અથવા હિંદનો વ્યાપારી ઇતિહાસ, જેમાં નામદાર ઇસ્ટ ઇંડીયા કંપનીનો હિન્દ સાથે સંબંધ થયો તેનો વૃત્તાન્ત, તથા વ્યાપારની સ્થિતિ જણાવવામાં આવી છે. તેમ જ, ત્યાર પછીનો બ્રિટિશ હિન્દનો ચાલુ વ્યાપાર, આજ સુધીનો, દાખલ કરવામાં આવ્યો છે. પૃષ્ટ. ૧૪+૪૭૬=૪૯૦ ... ... ... ... | ૨—૮–૦ |
| ૨૦ યૂરોપિયનોનો પૂર્વપ્રદેશ (ઇસ્ટ ઇંડિઝ) આદિ સાથે વ્યાપાર ભાગ ૨ જો, અથવા સ્પેન અને પોર્ટુગલ એ બંને દેશોનો ભૂમિશોધ, વ્યાપાર અને અને વૃત્તાન્ત. ૧૬×૧૨૦×૩૭૬=૫૧૨ ... ... ... | ૨—૮–૦ |
| ૨૧ યુરોપિયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર ભાગ ૩ જો. અથવા નેધરલેંડ-હાલેંડ અને બેલજીયમ એ બંને દેશોનો વ્યાપાર અને વૃત્તાંત પૃષ્ટ ૮×૪૦૦=૪૦૮ | ૨—૮–૦ |
| ૨૨ યુરોપિયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર ભાગ ૪થો. સ્કેન્ડિનેવિયા–ડેન્માર્ક સ્વીડન અને નાર્વે તથા આસ્ત્રીયા, હંગરી અને જર્મની. એ દેશોનો વ્યાપાર અને વૃત્તાન્ત વર્ણવેલો છે. પૃષ્ટ ૬૦×૮+૪×૪=૫૧૨ ... | ૨— ૮–૦ |
| ૨૩ યુરોપિયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર ભાગ ૫મો. જેમાં ફ્રાન્સનો વ્યાપાર અને વૃત્તાન્ત તથા ઇતિહાસ સમાવેલો છે. પૃષ્ટ ૯૨૨×૬=૯૨૮ ... ... | ૫—૦–૦ |

## હવે પછી નવી આવૃત્તિ છપાવવાની છે એવાં પુસ્તકો.



## હસ્તલિખિત ગ્રંથો છપાવવાને તૈયાર છે તે.

૩૯ રસપ્રકાશ. ૪૦ અલંકારપ્રકાશ. ૪૧ શ્રાવ્યકાવ્ય. ૪૨ ગોપાલ અને સુંદરી. ૪૩ ગોપાલ અને મહાકુંવર. ૪૪ ભાણજીનો બવાડો. ૪૫ આમદની ઉપ્રાંત ૪૬ મધુર અને મધુરી. ૪૭ રોઝીયોગિની. ૪૮ માધવી પંડિતાની આત્મકથા. ૪૯ ફારસી કાવ્યરચના અને રૂબાઇ ૫૦-૫૯ યુરોપિયનોનો પુર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર—રશિયા. ૫૧ ઇટલી. ૫૨ સ્વીટઝરલેંડ. ૫૩ તુર્કસ્તાન. ૫૪ ગ્રીક. ૫૫ રૂમાનિયા. ૫૬ બલ્ગેરિયા. ૫૭ સર્વિયા. ૫૮ માણ્ટેનિગ્રો. ૫૯ આલ્બેનિયા એઓના વ્યાપાર અને વૃત્તાન્ત છે. ૬૦ યુરોપિયનોનો પુર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર. બ્રિટિશ સામ્રાજ્ય જેમાં, બ્રિટિશ સામ્રાજ્યનો વ્યાપાર અને વૃત્તાન્ત વિસ્તર્યો છે. ૬૧ હિન્દ સામ્રાજ્યનો વ્યાપાર અને વૃત્તાન્ત. પ્રાચીન. મધ્યકાલિક અને અર્વાચીન ઇતિહાસ સહિત. ૬૨ કચ્છ દેશનો ઇતિહાસ જેમાં ક્ષત્રપ, ગુપ્ત, ગૂર્જર, વલ્લભી અને રાષ્ટ્રકૂટનો સંબંધ બતાવ્યો છે. ૬૩ રાસમાલા પૂરણિકા—ફાર્બસ સભા છપાવે છે.

## ઉપરનાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં

મુંબઇ—એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ.

મુંબઇ—પંડિત જેષ્ટારામ મુકુંદજી કાલબાદેવી રોડ.

